

# स्वदेशी
# बहिष्कार
# स्वराज्य.



## आर्य जननीनुं स्तोत्र.

### राग मलार.

वन्दे मातरम् । सुजलां सुफलाम् ।
मलयज-शीतलम् । शस्यश्यामलाम् । मातरम् ॥
शुभ्र-ज्योत्स्ना-पुलकित-यामिनीम् ।
फुल्लकुसुमित-द्रुमदल-शोभिनीम् ॥
सुहासिनीं सुमधुर भाषिणीम् ।
सुखदां वरदां मातरम् ॥
सप्तकोटिकण्ठकलकलनिनादकराले ।

द्विसप्तकोटिभुज धृत खरकरवाले ॥
अबलात्वं नहि काऽपि बले ।
बहुबल धारिणीम् । नमामि तारिणीम् ।
रिपुदल वारिणीम् । मातरम् ॥
त्वं विद्यात्वं धर्मः । त्वं हृदयं त्वं मर्म ।
त्वं हि जीवः शरीरे । त्वं जननि, बाहव्येशक्ते ॥
त्वं हृदय स्यचभक्ते । स्थापिता तव मूर्त्तिहृदये ।
मंदिरे मंदिरे । मातरम् ॥
त्वं हि दुर्गा दश प्रहरण-धारिणी ।
कमला कमलदल विहारिणी ॥
वाणी विद्यादायिनी नमामि त्वाञ्चम् ।
नमामि कमलाम् । अमलाम तुलाम् ॥
सुजलां सुफलाम् । मातरम् ।
वन्दे मातरम् । श्यामलांसरलाम् ॥
सुस्मितां भूषिताम् । धारणीं भरणीम् मातरम्

बाबु बंकीमचन्द्र.

# માતૃપૂજા—સ્વદેશને આવાહન.

આવો, હિંદવાસીઓ આવો; ભગવાનના અનંત ઐશ્વર્યને આપણે ભિન્ન ભિન્ન ભાવે અને ભિન્ન ભિન્ન આકારે પૂજતા આવ્યા છીએ; બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રિપુટી તેનીજ પ્રતિમા છે; સ્થિતિ અને સંહારકારિણી શક્તિનું આપણે પૂજન કરીએ છીએ, સરસ્વતી તેના જ્ઞાનૈશ્વર્યથી અને કમલા તેના ધનૈશ્વર્યથી આપણી પૂજા મેળવવાને અધિકારિણી થઇ છે; સૂર્ય અને અગ્નિમાં તેજ પરમ પુરૂષની જ્યોતિનાં દર્શન કરી તથા ગંગા યમુનામાં તે કરૂણામય ભગવાનની કરૂણાને પ્રત્યક્ષ કરી આપણે તેનું પૂજન કરીએ છીએ. પવિત્ર તુલસી કયારામાં, પથ્થરમાં, કાષ્ટમાં, ઘટમાં, પટમાં, સર્વ સ્થળે બિરાજેલા, તે અનંત ભગવાનની આપણે તે જૂદા જૂદા આકારોથી પૂજા કરીએ છીએ—આરાધના કરિએ છીએ; સાસ્ટાંગ દંડવત્ કરીએ છીએ. પણ, કેમ કોઇ વખતે માતૃભૂમિરૂપે તો તેની પૂજા કરી નથી? ભારત સંતાનોએ કેટલાં કેટલાં ભિન્ન ભિન્ન સ્વરૂપોથી તેની પૂજા કરી હતી, તેની સંખ્યા નથી; નન્દ યશોદાએ પુત્રભાવે તેની પૂજા કરી હતી, દેવી રૂકમણીએ પતિભાવે પૂજા કરી હતી, વીર અર્જુને મિત્રભાવે પૂજા કરી હતી, શંકરાચાર્યે આત્મભાવે પુજા કરી હતી, અને વૃંદાવનની ઘેલી ગોપીઓએ પ્રાણેશ્વર ભાવે પૂજા કરી હતી. તેજ ઉદ્દેશથી અભ્રભેદી હીમાચલ અને નાનકડો જેવો ગોવર્ધન, મહાકાય અશ્વથ્થ અને ક્ષીણ દેહ તુલસી આર્યાવર્તમાં પૂજા પાત્ર થયાં છે. પરંતુ, આ હીણભાગ્ય ભારતજનનીનાં કોઇ પણ સંતાને, તેની માતૃભૂમિરૂપે એક વાર પણ પૂજા કરી છે કે? જે એક અણુંમાં પણ વસી રહ્યો છે તે આ માતૃભૂમિમાં પણ વિસ્તરેલો વ્યાપ્ત છે. છતાં પણ આપણે કોઇએ કોઇ વખત તેની તે ભાવથી પૂજા કરી નથી!

સામાજિક અવસ્થા અનુસારે અને દેશકાળના ભેદથી કરીને, હિંદુ ધર્મમાં નવનવાં દેવદેવીઓની પૂજાનો પ્રસાર થયો છે. તે દેવતાનું જે કંઈ પણ નામ રાખવામાં આવ્યું હોય, અને તેની પૂજાપદ્ધતિ ગમે તે પ્રકારની પણ હોય, છતાં—તે પૂજા—તે સર્વ પૂજા, એક તેજ અખંડ પરમાત્માના ઉદ્દેશથીજ કરવામાં આવે છે. તથાપિ શાસ્ત્રમાંથી જણાય છે કે વિશેષ દેવતાની આરાધનાથી વિશેષ ફળની પ્રાપ્તિ થાય છે. તો વર્તમાન સમયે સર્વમંગલમયી, સર્વાર્થસાધિકા સર્વૈશ્વર્ય સ્વરૂપિણી સ્વદેશજનનીની મહાપૂજા કરવાની જરૂર છે. માતૃસ્તન્યની સાથે જેનાં જળ અને ફળથી આપણો પિંડ બંધાયો છે, જનની પ્રમાણે જેણે આપણને પોતાનાં હૃદય ઉપર ધારણ કર્યાં છે, અને અંતે પણ આપણે જે સ્વદેશજનનીના ખોળામાં હમેશાનું વિશ્રાંતિસ્થાન લેવું છે તેજ માતૃભૂમિનું વિસ્મરણ એ આપણા ધર્મને પણ કલંક લગાડે છે. બહુ દેવદેવીના ઉપાસકો થવા છતાં, આપણે તે અન્નપૂર્ણા—જગદ્ધાત્રી જન્મભૂમિની પૂજાને ભૂલી ગયા છીએ તે તે કલંક મટાડવાનો કાળ હવે આવી પહોંચ્યો છે. પવિત્ર ભારતના સંતાનો, આવો; શાંત અને સમાહિત ચિત્તથી દેહમન પવિત્ર કરી આવો, આપણે જનની જન્મભૂમિની પૂજા કરીએ.

ભક્તમંડળ પોતાની ઇચ્છાનુસારે પોતાના આરાધ્ય દેવતાના સ્વરૂપની કલ્પના કરી તેનું ધ્યાન ધરે છે; માટે આવો, આપણે પણ તેનું જનની ભારતભૂમિરૂપે ધ્યાન ધરીએ. આકાશ સાથે વાતો કરતો હીમાચલ તેના માથાનો મુકુટ છે, પવિત્ર સલિલા ગંગા તેના કંઠનો હાર છે, ઘનશ્યામ તરુરાજી તેનાં સુંદર વસ્ત્રો છે; મહાસમુદ્ર તેનાં અતુલ ચરણયુગલનું પ્રક્ષાલન કરતો અને લાક્ષારાગે રંજિત કરતો વિરામ લીધા વિના કલકલ શબ્દોએ તેની વન્દના કરી રહ્યો છે, નવ–પ્રસ્ફુટિત પુષ્પરાજ પુષ્પમાળારૂપે તેના કંઠમાં વિરાજે છે અને નવોદિત

અરૂણનાં કિરણોથી જેનું પવિત્ર મુખમંડલ ઉદ્‌ભાસિત થઇ રહ્યું છે તેવી "ભુવન-મન-મોહિની" જનનીનાં સંતાનો થવા છતાં પણ શું આપણે તેને ભુલી જશું ? તેની આરાધનામાં, તેના વન્દનામાં જે સુખ છે, તે સુખ જગતમાં બીજે ક્યાંય પણ નથી. તેની પૂજા માટે, તેને વંદન કરવા માટે, કયા મંત્રનો ઉપયોગ કરવો; અને તેની પૂજા માટે-પુજા કરવા માટે-બીજી કઇ કઇ સામગ્રીનું પ્રેયોજન છે. ભારતના પવિત્ર સંતાનો તેનો વિચાર કરો. શું તે પણ ઝાઝો વખત વિચાર કરવા જેવી બીના છે ? તેની પૂજાનો મંત્ર—એક સંતાન માતાને જે નામે બોલાવે છે તેજ રહેશે. તેત્રીસ કોટી કંઠ એક સાથે વંદેમાતરમના ધ્વનિથી દિક્દિગન્તને ગજાવી મૂકશે. અને સન્તાન પોતાની સુખી અને તેનું મુખ ઉજ્વલ કરવા જે જે પણ કંઇ કરશે તે તેની પૂજાની સામગ્રી ગણાશે. અમારામાં આપણામાં—ભારતનાં સર્વ સંતોનામાં-વિદ્યા, બુદ્ધિ, ધન, માન જે કંઇ પણ છે તે સર્વ તે સ્વદેશ જનનીની પૂજાના ઉપકરણ સ્વરૂપ તેને અર્પણ થાવ. અમારા ઘરેઘરમાં તેની પ્રતિમા સ્થાપિત થાવ, હૃદયનાં પડે પડમાં તેની ઉજ્જવલમૂર્તિ પ્રકાશિત થાવ.

આપણામાંનો દરિદ્રમાં દરિદ્ર માણસ પણ, માતૃપૂજાથી વંચિત થશે નહીં—તેને પણ પૂજાની સામગ્રી માટે ચિંતા કરવી પડે તેમ નથી. ઇરાન દેશનો એક રાજા બાહર ફરવા નિકળ્યો હતો, એક વખત ઓચિંતોજ એક ખેડુત તેની સ્હામે મળી ગયો. દરિદ્ર ખેડુત ખાલી હાથે રાજાનાં દર્શન કરવાં અનુચિત જાણી એક અંજલી જલ લઇ તેની સ્હામો ગયો; પ્રબલ પ્રતાપાન્વિત અને અતુલ ઐશ્વર્યશાલી સમ્રાટે આ સરલ હ્રદય ખેડુતની અકપટ રાજભક્તિ જોઇ તે સામાન્ય જલાંજલિનો પણ અહુજ આનંદથી સ્વીકાર કર્યો હતો. આવો, ભારત સંતાનો, આવો; આપણે ગમે તેવા દૂર્બલ અને દરિદ્ર હોવા છતાં

આપણી જનની જન્મભૂમિને હૃદયની ભક્તિથી મંત્રપૂત થયેલી જલાંજલી અર્પણ કરવાને પણ શું શક્તિમાન નથી? આવો, આપણે જનનીના ચરણમાં જલાંજલિ અર્પી—તેનું ચરણામૃત લઇ આપણે આપણા પાપ શરીરને કંઇક પવિત્ર કરીએ.

પ્રાતઃસ્મરણીયા અહલ્યાબાઇ જ્યારે યાત્રા કરવા નિકળતાં ત્યારે કેટલાંક ફળનાં બીયાં સાથે રાખતાં હતાં અને ઉજ્જડ રાજ રસ્તા ઉપર મોટા અરણ્યમાં કે કોઇ જલાશયના કિનારા ઉપર તેને વાવતાં—તે કહેતાં—"આ સર્વ બીયાં જ્યારે ઉગી નીકળી ઝાડના રૂપમાં આવશે ત્યારે કેટલાં પક્ષીઓ તેની શાખામાં વિશ્રામ લેશે? કેટલા મુસાફરો તેની છાયામાં વિશ્રાંતિ ભોગવશે? અને કેટલા ભુખ્યા માણસો તેનાં ફળોથી તૃપ્ત થશે? અર્થાત્ મ્હારી મેહનત વ્યર્થ જશે નહીં." આપણે દરેક ભારત સંતાનો, જો મહારાણી અહલ્યાબાઇનાં આ વાક્યોને હૃદય ગ્રંથીમાં ગુંથી રાખીયે તો આપણી જનની ભારતભૂમિની મહાપૂજા કરવામાં કદી પણ નિષ્ફલ થશું નહીં. આપણા કવીયો તેનાં યશોગાન ગાશે, આપણા ચિત્રકારો તેનું ચિત્ર આલેખશે, આપણા શિલ્પીઓ તેની પ્રતિમા ઘડશે અને વિદ્વાન, મૂર્ખ, ધની, દરિદ્ર, સર્વ પોતાની શક્તિ પ્રમાણે તેની પૂજા કરી તેની સમૃદ્ધિમાં વધારો કરશે.

જનની જન્મભુમિની પૂજા કરૂં છું એમ જાણી જે ભૂખ્યાને એકાદો ટુકડો નાખશે, અથવા માંદાનું ઔષધ કરશે, કોઇ મુર્ખને વિદ્યાદાન કરશે કે એક એક પૈસાથી પણ સ્વદેશની સમૃદ્ધિમાં વધારો કરશે, તે દરેકની પૂજા માતૃભૂમિનેજ પહોંચશે. આવો ભાઇઓ આવો. માતૃપૂજામાં જાતિભેદ નથી, ધર્મ ભેદ નથી, તેની પુજા કરવાનો સર્વને અધિકાર છે. છે, પારસી હોય, યાહુદી હોય, મુસલમાન હોય, હિંદુ હોય દરેક હિન્દવાસીઓ તેના પૂજારી બની શકે છે. ઉત્તરમાં દક્ષિણમાં પુર્વમાં પશ્ચિમમાં સર્વ ઠેકાણે તે જનની મૂર્તિ વિરાજમાન છે. ભક્ત

જ્યારે ઇચ્છા થાય ત્યારે તેનાં દર્શન કરી અને તેની પૂજા કરી પોતાના જીવનને સાર્થક કરી શકે છે.

પ્રિય પાઠક, તું સાકારવાદી હો કે નિરાકારવાદી હો. પણ જો તેં કોઇ પણ વખતે તારા ઇષ્ટદેવનું પિતા, માતા કે ગુરુરૂપે ધ્યાન કર્યું હોય તો આવ, આજે આપણે તેનું જનની જન્મભૂમિરૂપે ધ્યાન કરીએ. ભક્તો પોતાના ઇષ્ટદેવને ઘટમાં પટમાં અંતરમાં અને બાહર સર્વ ઠેકાણે વિરાજમાન જોઇ સાર્થક થાય છે. તો તમે પણ આ બહુ સાશ્રુજલ નિષેવિતા, બહુ પુણ્યમયી ભારતજનનીમાં તમારા આ-ત્મારામને અધિષ્ઠિત જોઇ તમારાં જીવનને સાર્થક કરો. ભગવાન શંકરાચાર્યે કહ્યું છે કે—" પરબ્રહ્મનાં દર્શન થવાથી સર્વ જગત્ નન્દન, સર્વ વૃક્ષ કલ્પવૃક્ષ,અને સર્વ જલ ગંગાજલસ્વરૂપ બની જશે " તેમજ જનની જન્મભૂમિનાં પણ ઇષ્ટ દેવતારૂપે દર્શન કરવાથી આ-પણો દેશ નન્દનવન અને આપણા દરેક દેશવાસીઓ દેવદેવી સ્વરૂપ બનશે. પરંતુ હાય ! તે દિવસ ક્યારે આવશે કે જ્યારે ભારત વાસીઓ ભગવાનને માતૃભૂમિરૂપે અને માતૃભૂમિને ભગવન્મૂર્તિરૂપે દર્શન કરી કૃતાર્થ થશે. ભગવાનના નામથી આત્મસમર્પણ કરવાની વાતોની આ દેશમાં ખોટ નથી. પરંતુ તે પ્રત્યક્ષ મૂર્તિ માતૃભૂમિના નામે આત્મસમર્પણ કરવાનું હમે ઘણો કાળ થયા ભુલી ગયા છીએ. તે આત્મોત્સર્ગ, તે આત્મર્પણ, પાછું કોણ શીખવશે ? ભારતના જે મહાપુરૂષોએ પરમાત્માનાં એક એક જૂદાં જૂદાં ઐશ્વર્યને દેવતારૂપે પૂજા કરતાં શીખવ્યા છે તેઓ આજે ક્યાં છે ? ક્યાં છે વેદઋષિયો ? ક્યાં છે વ્યાસ ? ક્યાં છે હજરત મહમદ ? શું એવો કોઇ નથી કે જે માતૃદેવીની પૂજા પ્રવર્તિત કરી શકે ? શાસ્ત્રોમાં કહ્યું છે. ગીતામાં વચન આપ્યું છે કે " ભક્તોના કામને માટે હું યુગે યુગે અવતાર લઉં છું " લ્યો લ્યો દેવાધિ—દેવ કૃષ્ણ ફરી એક વખત માતૃભૂમિ-રૂપે અવતાર લ્યો, આ ભારતવાસીઓ જ્ઞાને અજ્ઞાને તમારાંજ ઐશ્વર્યની પૂજા કરતા આવ્યા છે તે પૂજનનાં પુણ્ય ફળથી પાછા એક વખત અવતાર લ્યો કે જેથી તમારૂં માતૃભુમિરુપે અને માતૃભુમિનું તમારારુપે પુજન કરી અમે અભાગી હિન્દવાસીઓ કૃતાર્થ થઇએ.

# પ્રસ્તુત વિષયની ઉત્પત્તિ અને તેનું ઐતિહાસિક મહત્વ.



જે વખતે, થોડા વખત પહેલાં, હિંદુસ્થાન સરકારે બંગાળાના બે ટુકડા કરવાનો વિચાર જાહેર કર્યો હતો, તે વખતે આ દેશના સર્વ લોકોએ પોતાની અસમ્મતિ પ્રકટ કરી હતી. પ્રજાએ કહ્યું હતું કે, જે પ્રજા ધર્મ, ભાષા, વ્યવહાર રીત-રીવાજો અને શિક્ષણમા એક છે, તેને જુદી કરી શક્તિહીન કરવી એ કોઇ પણ રીતે ઉત્તમ અને ન્યાયયુક્ત છે નહિ. આ વિષયનો વાંધો મુંબઇની કોંગ્રેસમાં ( ૧૯૦૪ ના ડીસેમ્બર માસમાં ) પણ દર્શાવવામાં આવ્યો હતો; અને ગવર્નમેન્ટ પર અરજી મોકલવામાં આવી હતી કે, જો એક લેફ્ટેનન્ટ ગવર્નરથી બંગાળ પ્રાંતનો પ્રબંધ થતો ન હોય, તો ત્યાં એક ગવર્નર નીમવામાં આવે. બંગાળ પ્રાંતના લોકોએ તો બંગ-ભંગને લીધે પોતાની અસંતુષ્ટતા પ્રગટ કરવા એક બે નહિ પણ સેંકડો સભાઓ તેઓએ ભરી હતી. તેમણે ગવર્નમેન્ટને અનેક વખત પ્રાર્થના કરી, પોતાની અસમ્મતિ દેખાડી; અને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી કે, બંગાળીઓની ઐકયતા કાયમ રાખવા માટે બંગ-ભંગની આજ્ઞા રદ કરવામાં આવે. ઇંગ્લંડમાં "ઇંડિયા કાઉન્સીલ" નામની એક સભા છે; તે દ્વારા એ દેશનું રાજ્ય કાર્ય ચલાવવામાં આવે છે. એ સભાના મંત્રીને "સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડીયા" કહે છે. આ મંત્રી મહાશયની પાસે પણ અનેક પ્રાર્થના પત્ર મોકલવામાં આવ્યાં હતાં; અને આ દેશની પરાધીન-પ્રજાના પોકારને નિષ્પક્ષપાત થઇ સાંભળવા-વાળી પાર્લામેન્ટ-સભામાં પણ આ વિષયની ચર્ચા કરાવવામાં આવી. સારાંશ, અંગ્રેજી કાયદાનુસાર આ દેશની પ્રજાને જેટલો આન્દોલન કરવાનો

અધિકાર(અર્થાત્ જેને અંગ્રેજી ભાષામાં constitutional agitation કહે છે) હતો એટલો કરવામાં આવ્યો હતો; પરંતુ અમારા દેશના દુર્ભાગ્યથી પ્રજાની પ્રાર્થનાપર, ન હિન્દુસ્થાન સરકારે ધ્યાન આપ્યું, ન સ્ટેટ સેક્રેટરીએ કાંઇ પણ વિચાર કર્યો તેમજ ન પાર્લામેન્ટ—સભાએ ધ્યાન દીધું ! સપ્ટેમ્બર તા૦ ૧ લીએ ગવર્નમેંટે બંગ—ભંગની આજ્ઞા પ્રકાશિત કરી દીધી ! ! ઇ૦ સ૦ ૧૯૦૫ ના અકટોબરની ૧૬ મી તારીખથી ઢાકા, મૈમનસિંગ, ફરીદપુર, બાકરગંજ, ત્રિપુરા, નોવાખાલી, ચટગાંમ રાજશાહી, દીનાજપૂર, જલપૈગુરી, રંગપુર, બોગ્રા, પલના અને માલ્દા આદિ જીલ્લાઓને બંગાળ-પ્રાંતથી કાપી નાંખી "પૂર્વ બંગાળ અને આસામ" નામનો એક નવો પ્રાંત બનાવવામાં આવ્યો ! ! !

આ અનુચિત આજ્ઞા પ્રકાશિત થતાંજ આખો દેશ, એક છેડેથી બીજે છેડે સુધી, કાંપી ઉઠયો; તેમાં એક પ્રકારની વિલક્ષણ સ્વાભાવિક શકિત ઉપન્ન થઇ ગઇ. આજ સુધી જે દેશ મુડદાની માફક સુઇ રહ્યા હતો તેમાં પ્રાકૃતિક ચૈતન્યની જ્યોત ફરીથી જોવામાં આવવા લાગી, જે બંગાળી લોકો માત્ર વાક્પટુતાને લીધેજ પ્રખ્યાત થઇ રહ્યા હતા, તેઓ આજ આંતરિક સ્ફુર્તિથી જાગી ઉઠયા અને પોતાના હિત—પોતાના દેશનાં હિત-ને માટે સ્વયં પોતાના બળ ઉપર ( અર્થાત્ કેવળ આત્માવલંબન કરીને ) બીજા કોઇની સહાયતાની અપેક્ષા નકરતાં આ નવિન જોમ તરફ કટીબદ્ધ થઇ ગયા. જ્યારે એ લોકોએ જોયું કે, ભીખ માંગવાની પધ્ધતિ (Constitutional) agitaion ) થી કાંઇ પણ લાભ થવાનો નથી ત્યારે તે લોકોએ એ નિશ્ચય કર્યો કે, આપણે લોકોએ આપણી ઉન્નતિ કરવી જોઇએ." તેટલા માટે તેઓએ **વિદેશી વસ્તુનો ત્યાગ** અને માત્ર **સ્વદેશી-વસ્તુના વ્યવહારની** દ્દઢ પ્રતિજ્ઞા કરી. થોડા વખતમાંજ

આ દઢ પ્રતિજ્ઞાનું જોર આખા દેશની અંદર ફેલાઇ ગયું.

સાધારણ લોકોને એ પ્રતિજ્ઞામાં કાંઇ વિશેષતા જોવામાં નહિં આવે; કારણ કે 'સ્વદેશી વસ્તુ' વિશેની ખટપટ* આ દેશમાં પહેલાં પણ કેટલીક વખત થઇ હતી. અને તેનું પરિણામ પણ ઘણું સંતોષકારક નહોતું આવ્યું. પરંતુ જે લોકો પોતાના દેશની વર્તમાન દશા અને થોડા વર્ષ પહેલાંની દશાપર ધ્યાન આપી ઉક્ત પ્રતિજ્ઞાનો સૂક્ષ્મ રીતે વિચાર કરશે તો અવસ્ય વિશ્વાસ આવી જશે કે, પ્રસ્તુત કાર્યમાં એક અતી મહત્વનાં રાજનૈતિક તથા ઐતિહાસિક તત્વો ગુપ્ત રીતે છુપાયલાં છે. જો આ રીતે જોવા જાય તો એજ કહેવું પડશે કે, હિન્દુસ્થાનના વર્તમાન ઇતિહાસમાં આ આન્દોલન એક અપૂર્વ ઘટના છે. આ આપણા લોકોની રાજનૈતિન ઉન્નતિનું એક સ્પષ્ટ ચીન્હ છે. આ કાર્યની સિદ્ધતાથી ઉક્ત પ્રતિજ્ઞાના પાલનથી, દુનિયાના સભ્ય, તેમજ ઉન્નત દેશોની પંક્તિમાં ગણાવા માટે આપણા દેશની યોગ્યતા અવલંબી રહી છે. સારાંશ આ વિષયનો બોધ થવાને માટે થોડી ઘણી પૂર્વાવસ્થાની આલોચના કરવી જોઇએ. આથી વર્તમાન પ્રસંગના મહત્વ અને ગંભીરતાની પૂર્ણ રીતે સમજણ આવી જશે.

---

* ત્રીસ વર્ષ પહેલાં મહારાષ્ટ્રમાં સ્વર્ગવાસી ગણેશ વાસુદેવ જોશીએ કરી હતી.

# આ વખત 'સોટચ'નો છે.



આ એક ઘણો મહત્વનો પ્રશ્ન છે કે, વિદેશી રાજસત્તાને આધીન રહેવાવાળા લોકોએ પ્રાચીન હકકોની રક્ષા કરવા કરવા માટે અને નવું સત્વ પ્રાપ્ત કરવા માટે કેવા ઉપાયોની યોજના કરવી જોઇએ? જ્યારે કોઇ એક દેશની અંદર વિદેશીઓની રાજસત્તા સ્થાપિત થઇ જાય છે, ત્યારે તે દેશના લોકોના ઘણાખરા પ્રાચીન હકો છીનવી લેવામાં આવે છે. તેમની સ્વાધીનતાનું હરણ કરવામાં આવે છે. અને તે લોકોને કોઇ પણ પ્રકારનું નવિન સત્વ સહેજ પણ આપવામાં આવતું નથી. વાંચકો, શું આપને માલુમ નથી કે આ દશા કેટલાએક વખતથી, આ દેશની—આ પવિત્ર અને પ્રાચીન **ભરત-ભુમિની** થઇ રહી છે?

જો ધ્યાનપૂર્વક વિચાર કરવામાં આવે તો જણાશે, કે જ્યારથી આ દેશમાં અંગ્રેજોના રાજયનો આરંભ થયો ત્યારથી તે લોકોએ. પ્રજાહિતનાં જે કામો કર્યાં છે તેમાં સૌથી ઉત્તમ કયું છે? તો એજ કહેવામાં આવશે કે, પાશ્ચાત્ **જ્ઞાન-દાન** ને અગ્રસ્થાન આપવું જોઇએ. એજ જ્ઞાનામૃતના પાનથી અમારા કેટલાક દેશહિતચિંતકોએ વિચાર્યું કે, જો બધા લોકો એક દિલ થઇ શાંતિપુર્વક અને નમ્રતાથી પોતાની સમ્મતિ સરકારને પ્રકટ કરશે, તો તે ઉપર સરકાર કાંઇ પણ ધ્યાન આપશે. અર્થાત્ સર્વ સાધારણ લોકોની સમ્મતિને માન આપી સરકાર, પોતાની પ્રજાના પોકારને અવશ્ય સાંભળશે અને તેની સદિચ્છાને પુર્ણ કરવા માટે પ્રયત્ન કરશે. બસ, આ વિશ્વાસથી આપણા બધા શિક્ષિત સમાજ-નાયકો રાજ્ય સંબંધી અન્દોલન કરવા લાગ્યા. બધા લોકોને એમજ લાગ્યું કે હિંદુવસ્ત્રીઓને રાજય વ્યવ...

સ્થાનુસાર આન્દોલન Constitutional agitation શીખવાં જોઇએ, કારણ કે અંગ્રેજ સરકાર Constitutional agitation નેજ માન આપે છે. ઘણી ખુશીની વાત છે કે, આ પ્રકારના આ-ન્દોલનથી આપણા લોકોને થોડો ઘણો લાભ થયો છે. નાની મોટી બાબતોપર ગવર્નમેન્ટે લોકોના મતને માન આપ્યું અને તેઓ-ના પોકારપર ધ્યાન આપી થોડા ઘણા હકો પ્રદાન કર્યા. પરંતુ, આ વાતને ખુબ યાદ રાખવી જોઇએ કે, જ્યારે સરકાર પોતાના દિલથી કાંઇ કરવા ઇચ્છતી હોય છે, (કે, જ્યારે તે કોઇ પણ કાર્યના સંબંધે આગ્રહપૂર્વક પોતાનો નિશ્ચય કરી લેછે) ત્યારે ઉક્ત પ્રકારના આન્દોલનથી કાંઇ પણ લાભ નથી થતો. આન્દોલન આ દેશની સરકારની સ્વતંત્ર સ્વેચ્છાચારી ગતિને કોઇ પણ પ્રકારે રોકી શકતાં નથી.

જો કોઇ એમ શંકા કરે કે, ઇંગ્લંડમાં તો જન-સમ્મતિને ઘણુંજ માન મળે છે, (ત્યાં સુધી કે ત્યાંના રાજાનું આસન પણ પ્રજાની સમ્મતિ પર અવલંબિત રહે છે) અને તેજ ઇંગ્લંડ-નિવાસી અંગ્રેજ અમારા રાજા છે; આવી હાલતમાં હિન્દુસ્થાની પ્રજાની સમ્મતિપર ધ્યાન કેમ આપવામાં આવતું નથી ? તેનો ઉત્તર એજ છે કે, "ઇંગ્લંડ અને હિન્દુસ્થાનની દશામાં જમીન આસમાનનો ફરક છે: "ઇંગ્લંડ સ્વતંત્ર દેશ છે. તે દેશની રાજ્યપ્રણાલીનુસાર ત્યાંના "લોકો સ્વતંત્ર છે—તે લોકોના જૂદા જૂદા પક્ષવાળા પોતાના દેશના "શાસનકર્ત્તા થવાને અધિકારી છે. તે દેશની રાજયસત્તા કોઇ "વખત એક પક્ષના હાથમાં રહે છે, કોઇ વખત બીજા પક્ષવાળાના "હાથમાં રહે છે. અર્થાત્ જે પક્ષ સર્વથી અધિક પ્રજા પ્રિતિ મેળવે "છે તેને રાજયસત્તા પ્રાપ્ત થાય છે. તેથી ત્યાં પ્રત્યેક સમાજ—"નાયકો જનસમ્મતિને પોતાના પક્ષમાં લાવવાને પ્રયત્નો કરે છે."

" હિન્દુસ્થાનની દશા જૂદાજ પ્રકારની છે. આ દેશ **પરાધીન** છે. આ
" દેશની રાજ્યસત્તા આ દેશના નિવાસીઓના હાથમાં નથી; પણ વિદે-
" શીઓના હાથમાં છે. અર્થાત્ અહિં જન-સમ્મતિને તે **સન્માન** નથી
" મળતું; કે જે સન્માન ઇંગ્લાંડમાં અંગ્રેજ લોકોની સમ્મતિને મળે
" છે. તેથી કહ્યું છે કેઃ—

**"अभिनवमदलेखाश्यामगंडस्थलानां ।**
**न भवति बिसतंतुर्वारणं वारणानाम् " ।**

મદોન્મત્ત હાથી કમળના તંતુઓથી બાંધી શકાતા નથી, તેજ પ્રમાણે જ્યારે આપણા દેશમાં વિદેશિ રાજસત્તા–રુપી હાથી રાજમદથી ઉન્મત્ત થઇ અનુચિત કાર્ય કરવા લાગે છે, ત્યારે આપણા લોકોની શક્તિ રહિત સમ્મતિ તેને કદાપિ રોકી શકતી નથી. જે વખતે સરકારે એવો કાયદો બનાવ્યો કે, હિન્દુસ્થાની સ્ત્રીઓનો ગર્ભાધાન–સંસ્કાર બાર વર્ષની ઉમરે કરવામાં આવે, અને આ દેશવાળાઓને સ્વતંત્ર શિક્ષા ન આપતાં માત્ર એવી રીતની શિક્ષા આપવામાં આવે, કે જે સરકારી અમલદારોને પસંદ હોય તે વખતે આ દેશના લોકોની. શક્તિરહિત સમ્મતિ અને રાજ્ય–વ્યવસ્થાનુંસાર આન્દોલન કરવાની નિરર્થકતાનો પરિચય થઇ ગયો હતો. હમણા એજ વાતનો અનુભવ, બંગ–ભંગની આજ્ઞાથી એક વાર ફરીથી પણ થયો છે.

રાજ્યનીતિનું આ તત્વ સર્વ માન્ય છે, કે જે લોકોની ભાષા એક છે, જે લોકોના આચાર–વિચાર એક છે, જે લોકો સેંકડો વર્ષથી એક પ્રાંતમાં રહેવાના કારણથી એકત્ર છે, તેઓને જો લેફ્ટ-નન્ટ ગવર્નર અથવા એક ગવર્નરની શાસન–સત્તા નીચે રાખવામાં આવે, તો તે લોકોની ઉન્નતિ થશે. તે લોકોમાં એક જાતીયત્વ અને એક રાષ્ટ્રીયત્વની કલ્પના દૃઢ થશે. લોર્ડ કર્ઝનની માફક દૂરદર્શી અને દૃઢ નિશ્ચયવાળા બડેખાં આ દેશમાં ઘણા થોડાજ આવ્યા હશે ! તેણે

જોયું કે બંગાળી લોકો અંગ્રેજી ભાષા, અંગ્રેજી ઇતિહાસ અને અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરી, અંગ્રેજોની રાજ્યપ્રણાલીને અનુસરી આન્દોલનો કરવા લાગ્યા છે; તેઓની ઐકયતા તેઓની જાતીયતા ઘણીજ દૃઢ થતી જાય છે. જો આ ઐકયતા આમજ રહેશે તો તેની શક્તિ એટલે સુધી વધી જશે કે સરકારને કોઇ દિવસ તેથી ડરવું પડશે. તેથી તેણે બંગ-ભંગની યુક્તિ કહાડી કે જેનાથી બંગાળીઓની ઐકતાનો નાશ થાય અને સરકારી અધિકારીઓની સત્તા અનિયંત્રિત અને અબાધિત થઇ રહે. માનનીય મીસ્ટર ગોખલેએ બનારસ-કોંગ્રેસની વકતૃતામાં પણ કહ્યું છે કેઃ—

The dismemberment of Bengal had become necessary, because, in the view of the Government of India, "it cannot be for the lasting good of any country or any people that public opinion, or what passes for it, should be manufactured by a comparatively small number of people at a single centre and should be disseminated thence for universal adoption." "From every point of view," the Government further states, "it appears to us desirable to encourage the growth of centers of independent opinion, local aspirations, local ideals and to preserve the growing intelligence and enterprise of Bangal from being cramped and stunted by the process of forceing it prematurely into a mould of rigid and sterile uniformity." You will see that this

is only a paraphrase, in Lord Curzon's most apProved style, of Bangal, that their fair Province has been dismembered to destory their national aspirations and weaken their power of co-operatiny far national ends, lessen the incluence of their educated classes with their countrymen, and reduce the political importance of Calcutta. After this, let no appoligist of the late Viceroy pretend that the objbct of the partition was administrative convenience and not political represoion!"

**ભાવાર્થ:**—હિંદુસ્થાન સરકારને બંગ-ભંગની આવશ્યકતા એટલા માટે જણાઇ કે કોઇ એક સ્થાનના થોડા લોકો, સર્વ-સાધારણ લોકોને માટે, સમ્મતિ તૈયાર કરે અને તેનો જો બધા લોકો સ્વિકાર કરે એ બાબતથી કોઇ દેશ, જાતી યા રાષ્ટ્રને લાભ થઇ શકતો નથી. કે હજુ સ્વાધીન સમ્મતિના સ્થાનોની વૃદ્ધિ અપેક્ષિત છે, તથાપિ બંગાળ પ્રાંતની ઉન્નતિ થઇ તે બુદ્ધિના હિતને માટે, તેને હાનીકારક ઐક્યતાથી બચાવવો, આવશ્યક છે." લૉર્ડ કર્ઝન સાહેબે પોતાની લહેજતદાર વાણીમાં આ વાત કહી છે જે બંગાળી લોકો પહેલેથીજ કહેતા આવ્યા છે. અર્થાત્ બંગાળ-પ્રાંતના બે ટુકડા એટલા માટે કરવામાં આવ્યા કે ત્યાંના નિવાસીઓની ઐક્યતાનો નાશ થાય, તેઓની જાતીય અભિલાષાઓનો પ્રબંધ થાય, જાતીય કાર્યો માટે અરસપરસ મળીને કામ કરવાની શકિત ક્ષીણ થઇ જાય, શિક્ષિત લોકોનો પ્રભાવ તેમના દેશ-ભાઇઓ પર ઓછો થઇ જાય અને કલકત્તાનું રાજકિય મહત્વ ઘટી જાય.

બંગાળીઓમાં અને હિંદુસ્થાનના બધા લોકોમાં રાષ્ટ્રીય-ભાવ પેદા થવા ન દેવાનો આ પ્રયત્ન—તેઓના પ્રાંતના બે તુકડા કરી તેઓની એક જાતીયતા અને રાષ્ટ્રીયતત્વનો નાશ કરવાનો ઉદ્યોગ-હમેશાં નીંદ્ય છે. આ કામ માટે કોઇ પણ સહૃદય રાજનીતિનિપુણ-પુરૂષ એક મત થશે નહિ. આ અનુચિત કાર્યથી સરકારનો હેતુ કદી પણ સિદ્ધ થશે નહિ. આવા અન્યાયી અને અનુચિત કામોથી રાજ્યના ચિરસ્થાપીપણાને ધક્કો લાગવાનો ડર છે. હવે જો કોઇનો એવો વિશ્વાસ હોય, કે હિંદુસ્થાન-સરકારનું અનિયંત્રિત અને સ્વચ્છન્દાનુસારી રાજ્ય આ દેશમાં હમેશને માટે થઇ રહેશે; તો આ કથન ઐતિહાસિક દૃષ્ટિથી ભિન્ન જણાય છે. આપણા પ્રાચીન પુરાણોની, રાવણ આદિ રાજાઓની કથાઓને કદાચ થોડા વખત માટે જૂઠી માની લ્યો; પરંતુ દુનિયામાં સત્ય ગણાઇ ગયેલા ઇતિહાસોમાં એવું એક પણ દૃષ્ટાંત નથી કે જે આ વાતને સિદ્ધ કરતો હોય, કે કોઇ પણ દેશે (કોઇ પણ જાતીએ) બીજા દેશને (અન્ય જાતીને) દાસત્વની દોરીથી એવો બાંધ્યો નથી કે, તે બંધન કદિ પણ ઢીલું થયું ન હોય.

નિયમિત રાજ્યનીતિને અનુસરી જે આન્દોલન હજુ સુધી કરવામાં આવતાં હતાં તેની નીર્જીવતાનો અનુભવ ધીરે ધીરે લોકોને થવા લાગ્યો. તથાપિ કેટલાએક લોકોને એવો વિશ્વાસ આવવા લાગ્યો કે, આખી પ્રજા એક થઇ જોરથી આન્દોલન કરે તો તેથી નિઃસંદેહ લાભજ થશે. તેથી કરી બંગ-ભંગની આજ્ઞાનો વિરોધ કરવામાં આ આન્દોલન પદ્ધતિની એકવાર પરિક્ષા લેવામાં આવી. મ્હોટી મ્હોટી સભાઓ કે જેમાં વીસ વીસ હજાર માણસો હાજર હતાં, બંગાળના અનેક રાજા-મહારાજા, વકીલ, બારીસ્ટર, મારવાડી, મુસલમાન, વેપારી આદિ બધા લોકો હાજર હતાં અનેક યુક્તિયુક્ત

વ્યાખ્યાનો દેશમાં આવ્યાં; બંગ-ભંગની આજ્ઞાનો શાંતતાપૂર્વક નિષેધ કરવામાં આવ્યો; અને પાર્લામેન્ટમાં પણ આ વિષયની ચર્ચા કરાવવામાં આવી. પરંતુ શોક સાથે કહેવું પડે છે કે આ પ્રચંડ આન્દોલનથી પણ કાંઇ લાભ ન થયો. સેંકડો સભાઓમાં પોકારી પોકારી કહેવામાં આવેલી બહુજન-સમ્મતિનો તલમાત્ર પણ દરકાર ન કરી સરકાર પોતાની પરાધીન પ્રજાની ઉચિત અને ન્યાયી પ્રાર્થનાં પગની નીચે કચડી નાખી!! ત્યારે કેટલાએક આપણા સમાજ-નાયકોની આંખો પૂર્ણ રીતે ઉઘડવા લાગી; તેઓ પોતાની કુંભકર્ણની ગાઢ નિદ્રામાંથી એકદમ જાગી ઉઠ્યા. તેઓને ખબર પડી કે મ્હોટી મ્હોટી સભાઓ ભરવાનો, ભાષણો આપવાનો રેઝોલ્યુશન પાસ કરવાનો અને મેમોરીયલ મોકલવાનો આ વખત નથી. તેઓના આત્માએ સાક્ષી આપી કે આપણી વર્તમાન-આન્દોલન-પદ્ધતિ કેવળ ભ્રમમાત્ર છે—તે કેવળ મૃગજળ છે. સત્ય છે; જો આપણી બહુજનસમ્મતિની મર્યાદા માત્ર મ્હોડેથી વાદવિવાદ કરવાથી આગળ નથી વધતી, તો પછી તેની અસર સ્વચ્છન્દ અને પ્રબળ રાજ્યસત્તાધિકારીઓના અનુચિત વર્તનપર કેમ થઇ શકે? સામ્પ્રત આપણા આન્દોલનો, સમુદ્રની લહેરો જેવાં છે કે સમુદ્રના કીનારા પર અથડાઇ તેનાથી ટક્કર મારી પરાહત થઇ જાય છે. આ લેહેરોમાં, કોઇ અંશમાં, આપણા આન્દોલનથી અધિક કાર્યક્ષમ છે; કેમકે તે પોતાના ક્ષાર ગુણથી, કેટલાએક વખતે તે તટમાં પણ મ્હોટાં મ્હોટાં ભગંદર પાડી અંતમાં તેનો નાશ કરી નાખે છે. પરંતુ આપણા આન્દોલનમાં આ ખારાપણું નથી, અર્થાત્ આપણા આન્દોલન તરંગની સરકારપર કાંઇ પણ અસર થશે નહિ. થાયજ ક્યાંથી? માત્ર યાચક-વૃત્તિથી રાજ્ય સંબંધી હકો કદી પણ પ્રાપ્ત થતા નથી. આવી અવસ્થામાં લોકોએ વિચાર કર્યો કે હવે શું

કરવું ? જો તેનો કાંઇ પણ પ્રતિકાર કરવામાં ન આવે, તો આપણા આન્દોલનમાં લોકોનો વિશ્વાસ કોઇ પણ રીતે રહેશે નહિ એમાં શક નથી કે કોઇપણ વિષયના સંબંધમાં જાગૃતી કરી આપવી અને બહુજન–સમ્મતિને પોતાની અનુકૂળ કરી લેવી એ લોક–નાયકોનું કામ છે; પરંતુ એથી પણ વધીને તેઓનું કામ એ છે, કે સરકાર આપણી જાગૃત કરેલી બહુજન–સમ્મતિનો અનાદર ન કરે. એટલુંજ નહિ, આપણા સમાજ–નાયકોનું એ મુખ્ય કર્ત્તવ્ય થવું જોઇએ કે સરકાર આપણી જન–સમ્મતિનો આદર કરે; આપણી જન–સમ્મતિને અનુસરી જે જે વાતો આપણને ઇષ્ટ હોય તેને સફળ કરવાનો સરકાર પ્રયત્ન કરે. આ ઉદ્દેશથી બંગાળીઓએ એવો નિશ્ચય કર્યો, કે જો સરકાર આપણી પ્રાર્થનાપર ધ્યાન ન આપે—આપણી જન–સમ્મતિનો આદર ન કરે—તો આપણા લોકોએ **વિલાયતી વસ્તુના ત્યાગની** પ્રતિજ્ઞા કરવી જોઇએ. એને **બાયકાટ** યા **બહિષ્કાર** કહે છે. આ ઉપાય ઘણોજ સરસ છે. સર્વ લોકો જાણે છે, કે કોઇનું નાક બંધ કરવામાં આવે તો તેનું મુખ પોતાની મેળે ખૂલી જાય છે. એજ માફક જ્યાં સુધી આપણા આન્દોલનમાં વિશેષતા ન થાય, ત્યાં સુધી સરકારપર તેની કાંઇ પણ અસર થશે નહિ. હાલનો વખત ખરા બદલાનો–સરસ છે, અને તે ઉપાય પણ ઘણોજ સરસ છે. બધા લોકોની આંખો ટગર ટગર જોવા લાગી છે કે આનું પરિણામ શું આવશે? હવે ભાષણોની જરૂર નથી; જરૂર માત્ર કાર્યની છે. હવે મ્હોડેથી બોલવાનું દેશાભિમાનનો સમય નથી; માત્ર હવેનો સમય દૃઢનિશ્ચયથી કાર્ય કરવાનો છે. આ પ્રસંગ ભારત વર્ષના વર્ત્તમાન સમયના ઇતિહાસમાં એક અત્યંત મહત્વની બાબત છે—આ આપણા લોકોની આન્દોલન–પદ્ધતિના સુધારાનું ચિન્હ છે. સારાંશ, આ સમય એવો છે કે, હવે આપણા લોકોએ દૃઢ નિશ્ચય અને ઐક્યતાથી આપણા કાર્યની સિદ્ધતા કરવી જોઇયે; નહિ તો આપણને આન્દોલનની પૂર્વ–પદ્ધતિપર મૃગજળ માફક વિશ્વાસ રાખી, માત્ર પોતાની વાક્પટુતાનું દર્શન કરાવતાં—હમેશને માટે **દાસત્વમાંજ** રહેવું પડશે.

# રામબાણ શસ્ત્ર.



બંગાળ-પ્રાંતના લોકોએ જે વિલાયતની વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞા લીધી છે તે અત્યંત યોગ્ય અને પ્રશંસનીય છે. હવે સર્વ લોકો જાણે છે કે, આપણે જોઇએ તેટલાં આન્દોલનો કરીએ, આપણે જન-સમ્મતિને આપણી અનુકૂળ કરી, જેટલી નમ્રતા અને શાંતિથી પ્રાર્થના કરીએ, પરંતુ સરકાર આપણી પ્રાર્થનાનો કાંઇ પણ વિચાર કરતી નથી. આવી અવસ્થામાં સરકારના કાન સુધી પ્રજાનો પોકાર પહોંચાડવા માટે, અને આપણી પ્રાર્થનાપર-આપણા લોકોપર-સરકારનું ધ્યાન વળાવવા માટે, બંગાળ-પ્રાંતના લોકોએ જે ઉપાય શોધ્યો છે તેનો, હિંદુસ્થાનના બધા લોકોએ અંતઃકરણપૂર્વક સ્વિકાર કરવો જોઇએ. ઇતિહાસના જાણવાવાળાઓ જાણે છે કે, જે કોઇ રાજા પોતાની પ્રજાના પોકારપર ધ્યાન નથી આપતો ત્યારે પ્રજા અત્યંત ક્ષુબ્ધ થઇ જાય છે. તે વખતે તે રાજાને પદચ્યુત કરવામાં આવે છે—તેનો અધિકાર છીનવી લેવામાં આવે છે, અથવા કોઇ અન્ય ઉપાયથી તેને દંડ કરવામાં આવે છે. આ બાબતના ઉદાહરણો યુરોપના ઇતિહાસોમાં ઘણાં જોવામાં આવે છે. અંગ્રેજોએ તો એક વખતે, પોતાના એક રાજાનો વધ પણ કર્યો હતો. આ ઉપાયોની યોજના, હિંદુસ્થાનની વર્તમાન દશામાં અહીંયાં કરવામાં આવતી નથી; તો પણ ઇતિહાસ તો આપણો માર્ગદર્શક છે—ઇતિહાસેજ આપણા લોકોને બીજા ઘણાએ ઉપાયો બતાવી આપ્યા છે, કે જેનો પ્રયોગ પ્રસંગાનુસાર સારી રીતે કરવામાં આવે છે. આ ઉપાયોમાંથી "બાયકાટ"-બહિષ્કાર પણ એક સરસ ઉપાય છે, જે અનેક દેશોના ઇતિહાસોમાં જોવામાં આવે છે. આ એક

રામબાણ શસ્ત્ર છે કે જેનો પ્રયોગ, આપણે, સ્વદેશની ઉન્નતિને માટે સારી રીતે કરી શકીએ છીએ.

એમાં સંદેહ નથી કે આપણી પ્રાર્થના ઉચિત અને ન્યાયી છે-આપણું કહેવું સયુક્તિક છે, પરંતુ જ્યારે આ દેશના પ્રબળ રાજ્ય સત્તાધિકારીઓ, કેવળ સ્વાર્થ-વશ થઇ, આપણી પ્રાર્થનાઓપર કાંઇ પણ ધ્યાન આપતા નથી ત્યારે આપણા લોકોએ આવાજ ઉપાયોની યોજનાઓ કરવી જોઇએ, કે જે તેઓના સ્વાર્થાન્ધ નેત્રોમાં પરાર્થદર્શક અંજનનું કામ કરે અને આપણો ઇષ્ટ હેતુ સિદ્ધ કરી શકે. સારાંશ એજ કે, જે લોકોની બુદ્ધિ રાજ્યમદ અને સ્વાર્થથી ભ્રષ્ટ થઇ ગઇ છે, તે લોકોને વ્યાખ્યાન સંભળાવવાથી આપણું કલ્યાણ થશે નહિ. જે ઉપાયોથી તેઓના અપરિમિત સ્વાર્થ-હિતનો કાંઇ પ્રબંધ થાય-તેઓના ખીસાપર થોડી ઘણી અસર થાય-તેનું અવલમ્બન, આ વખતે, હિંદુસ્થાનના પ્રત્યેક શુભચિન્તકે કરવું જોઇએ.

જ્યારે કોઇ માણસ પોતાના મતને પુષ્ટ, અને દઢ કરવાને માટે અને લોકોને, જે તેના મતથી વિરુદ્ધ હોય, તિરસ્કાર યાને બહિષ્કૃત કરે, ત્યારે તેને અંગ્રેજીમાં "બાયકોટ" કહે છે. આ બાયકાટ ભારતવર્ષમાં કોઇ નવીન બાબત નથી. તેનો ઉપયોગ આપણા ધાર્મિક અને સામાજિક વ્યવહારમાં, પ્રાચીન સમયથી ચાલતો આવેલો છે. આપણે જોઇએ છીએ કે કોઇ પણ માણસ પોતાની જાતી અથવા સમાજ વિરુદ્ધ કાંઇ અનુચિત કર્મ કરે છે ત્યારે તેને પોતાની જાતી યા સમાજથી અલગ કરવામાં આવે છે; તેનો દેવતા પાણી બંધ કરવામાં આવે છે; તેને જાતિચ્યુત કરવામાં આવે છે. એ માફક જો કોઇ માણસ પોતાના ધર્મ વિરુદ્ધ કાંઇ કામ કરે છે ત્યારે તેને ધર્મબાહ્ય સમજવામાં આવે છે. એને આપણા ધર્મશાસ્ત્રમાં "બહિષ્કાર" કહે છે. આ એક પ્રકારનો દંડ છે. તેનો મુખ્ય

ઉપયોગ ધાર્મિક અને સામાજિક કાર્યોમાં સનજરામાં આવે છે. જો તેનો ઉપયોગ રાજનૈતિક વિષયોમાં પણ કરવામાં આવે તો તેનાથી ઘણોપ્રકા લાભ થવાની આશા છે. અંગ્રેજીના બૉયકાટ* અને આપણા બહિષ્કારનો એકજ અર્થ છે; પરંતુ અંગ્રેજી "બાયકાટ"ની ઉત્પત્તિનો ઇતિહાસ ઘણોજ મનોરંજક અને શિક્ષાદાયક છે. સન ૧૮૮૧ મા આયર્લેંડ દેશમાં આ શબ્દની ઉત્પત્તિ થઈ. એ વખતે આયર્લેંડના રહેવાશીઓને અંગ્રેજ જમીનદારોથી ઘણું દુઃખ ભોગવવું પડતું હતું. અંગ્રેજ જમીનદારો આયરીશ લોકોને આપેલી જમીન જ્યારે ઇચ્છતા ત્યારે છીનવી લેતા હતા. પાર્લામેન્ટમાં આ વિષયની ચર્ચા ઘણી વખત થવા છતાં કાંઇપણ લાભ થયો નહિ. ત્યારે આયર્લેંડના બધા લોકોએ નિશ્ચય કર્યો કે, જ્યારે અંગ્રેજ–જમીનદાર આયરિશ ખેડૂત પાસેથી જ્યારે છીનવી લે ત્યારે તે ખેતરને કોઇ પણ બીજા માણસે લેવું નહિ: જે આ નિયમને પાળશે નહિ તેને સમાજથી અલગ કરી દેવામાં આવશે—તેનો દેવતા પાણી બંધ કરવામાં આવશે. દુર્ભાગ્ય–વશ આ નિયમનું પ્રથમ ઉલ્લંઘન કૅપ્ટન બૉયકૅાટ નામના એક સાહેબે કર્યું. તરતજ તેને સમાજથી અલગ કરવામાં આવ્યો. તેના ખેતરનો પાક કાપવા માટે આયર્લેંડમાં એક પણ આદમી મળતો નહોતો. તેના નોકરોએ ચાકરી છોડી દીધી. તેના પત્રો અને તાર પહોંચી શકતા નહોતા. ધાર્મિક બાબતની અંદર પણ એને દૂર કરવામાં આવ્યો હતો. એ મુજબ, જે લોકો તે નિયમનો ભંગ કરતા હતા તેને સામાજિક દંડ કરવામાં આવતો હતો. તેનું વર્ણન એક અંગ્રેજી લેખકે નીચે મુજબ કર્યું છે:

---

* Boycott—To shut out from all social and other intercourse.

Boycotting means that a man is denided food and drink; that his cattle are unsaleable at fairs; that the smith will not shoe his horse nor the carpenter mend his cart; that old friends pass him by on the other side making the sign of the cross; that his children are hooted at the village school; that he sits apart like an outcaste in his usual place of public worship.''

**ભાવાર્થ:**—બહિષ્કૃત માણુસનું ખાનપાન બંધ થઇ જાય છે. તેનાં પશુઓ મેળામાં વેચાતાં નહિ હતાં; લુહાર તેના ઘોડાને નાળ જડતો નહિ; સુતાર તેની ગાડીને સુધારતો નહિ; તેના જૂના મિત્રો તેની ઘૃણા કરવા લાગ્યા; પાઠશાળામાં તેના છોકરાની નિંદા કરવામાં આવે છે; દેવાલયમાં તે પતિત માણુસની માફક એકલો પોતાના સ્થાનપર બેસી રહે છે.

ઇનસાઇકલોપીડિયા નામના અંગ્રેજી બૃહત કોશમાં લખ્યું છે કે:—

"Medicine was refused by a shop-keeper even for the sick child of a boycotted person. Sometimes no one could be found to dig a grave.''

અર્થાત્—બહિષ્કૃત માણુસને પોતાના બીમાર છોકરાને માટે દુકાનદાર પાસેથી, દવા પણુ મળતી નહોતી. કોઇ કોઇ વખત તેના મુડદાને માટે કબર ખોદવા માણુસો પણુ મળતા નહોતા. તેજ વખતથી બાયકોટ અંગ્રેજી ભાષામાં વપરાવા લાગ્યો છે. જ્યારે અન્ય ઉપાયોથી પોતાના કાર્યની સફલતા જણુાતી નહોતી ત્યારે આવા એક રામબાણુથી ઘણુા ખરા દુ:ખો નિવારણુ થતાં હતાં. ઇતિહાસમાં એવાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે. જેપરથી જણુાય છે કે, જૂદા

જુદા દેશના લોકોને આ એક ઉપાયથીજ લાભ થયો છે.

પહેલું ઉદાહરણ અમેરિકા દેશનું છે સ્વાધીનતા પ્રાપ્ત કરવા પહેલાં તે અંગ્રેજોના હાથમાં હતો. તે દેશના રહેવાશીઓને પોતાના રાજ્યપ્રબંધમાં કોઈ પણ પ્રકારનો હક નહોતો. અંગ્રેજોની અનિયંત્રિત અને પ્રજાપીડક રાજસત્તાથી દુઃખિ થઈ. સન ૧૭૬૫-૬૬માં, અમેરિકનોએ વિદેશી વસ્તુ વિશેષત: ઇંગ્લંડની વસ્તુ-નો ત્યાગ અને સ્વદેશી વસ્તુના વ્યવહારની પ્રતિજ્ઞા કરી. તે લોકોએ ન્યુયોર્ક શહેરમાં એક મંડળી સ્થાપન કરી, જે દ્વારા સ્વદેશી વસ્તુના વહેવારને ઉત્તેજન આપવામાં આવતું હતું. તેનો ઉલ્લેખ અમેરિકા દેશના ઇતિહાસમાં નીચે મુજબ કરેલ છે:—

"The making of linen, of cloth from the wool both of sheep and the beaver ; of spades, has and scythes and other iron articles, of spirits, of paper hanging &c. was begun to be prosecuted with great ardour and activity, and these efferts of the merecantile and manufacturing community, were warmly supported by the people at large ; the productions of American Industry were brought with avidity ; *it became the fashion among all classes to appear dressed in clothes of country* ; and it is related that the general zeal for promoting the native woollen manufacture even gave rise to a resolution against eating lamb of buying meat from any butcher who should kill lambs."

**ભાવાર્થ:**—ઉનના અને સુતરના કપડાં, પાવડા, કોદાળી, હાંસીઆ આદિ લોઢાની ચીજો ઘણીખરી બનવા લાગી. વેપારીઓ

અને કારખાનાવાળાઓને સર્વ-સાધારણ લોકોની તરફથી સહાયતા અને સહાનુભૂતિ ઘણીજ મળતી હતી. અમેરિકાની બનેલી ચીજો ઘણુંજ પ્રેમથી ખરીદવામાં આવતી હતી. એ વખતે દેશી કાપડ પહેરવા ઓઢવાનો રીવાજ બધા લોકોમાં થઇ ગયો હતો. દેશી ઉનના કાપડ માટે લોકોનો ઉત્સાહ એટલો બધો વધી ગયો હતો, કે તે લોકોએ ઘેટાનું માંસ ખાવું છોડી દીધું અને નિશ્ચય કર્યો કે કોઇ કસાઇ ઘેટાં બકરાં મારશે તો તેની પાસેથી કોઇ ગોસ્ત લેશે નહિ.

બીજું ઉદાહરણ ઇટાલી દેશનું છે. જે વખતે તે આસ્ટ્રીયા દેશને આધીન હતો તે વખતે ઇટાલિયન લોકોએ, વિદેશી અધિકારીઓને બહિષ્કૃત કરી, રાજ્યપ્રબંધના કામમાં ઘણી કઠણાઇ ઉત્પન્ન કરી હતી. વેડરબર્ન સાહેબ કહે છે કે, જો હિંદુસ્થાન પણ એજ ઉપાયનો સ્વીકાર કરે તો અંગ્રેજોને હિંદુસ્થાનના રાજ્યનો પ્રબંધ કરવો ઘણો કઠણ થઇ પડે. પરંતુ સાંપ્રત હિંદુસ્થાનના લોકો પોતાના વિદેશી રાજ-સત્તાધિકારીઓને બહિષ્કૃત કરવા ઇચ્છતા નથી; તેઓ તે લોકોની સહાયતાથી પોતાની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તેથી અંગ્રેજોને ઉચિત છે કે તેઓ જલદીજ સતેજ થઇ જાય અને હિંદુસ્થાનીઓની પ્રાર્થનાપર ધ્યાન આપે, અને તેઓ જે કાંઇ કહેતા હોય તે કબુલ કરે. તેમાં દરેક દેશને સુખ થશે.

ત્રીજું ઉદાહરણ ચીન દેશનું છે. ચીનાઓની સાથે અમેરિકાના લોકો ઘણીજ ખરાબ વર્તણુંક ચલાવતા હતા; તેથી તે લોકોએ, હમણાજ અમેરિકા દેશની બનેલી વસ્તુના ત્યાગનો ઉદ્યોગ આરંભેલો છે. તેનું ફળ એ આવ્યું કે ચીનાઓને ખુશી કરવાનો પ્રયત્ન અમેરિકાની ગવર્નમેન્ટ કરી રહી છે. તેના સંબંધમાં પાયોનિયરપત્ર લખે છે કેઃ—

"ચીનીઓના બાયકાટથી જો અમેરિકાના વેપારમાં કાંઇપણ "હાની થશે, તો ચીનીઓનો ઇષ્ટ હેતુ જલદીજ સફળ થઇ જશે;

" અને ચીનિઓની વિરૂધ્ધ જે કાયદાઓ અમેરિકામાં બનાવવામાં આવ્યા
" છે, તે જલદી રદ કરી નાખવામાં આવશે. જો તે વાકયમાં
" ચીનીઓ " ના સ્થાનપર " હિન્દુસ્થાનીઓ " અને " અમેરિકાના "
" સ્થાનપર " ઇંગ્લંડ " લખવામાં આવે, તો પાયોનીયરનાજ
" શબ્દોથી આ બાબતનો નિર્ણય થાય છે કે, આપણા લોકોના
" સ્વદેશી આન્દોલન અને વિદેશી વસ્તુના ત્યાગનું પરિણામ શું
" આવશે. "

ચોથું ઉદાહરણ ખુદ આપણા અંગ્રેજ મહારાજ છે ! એ લોકોએ તો, એક વખત, ખુદ પોતાના વેપારના લાભ માટે બહિષ્કાર (બાયકાટ) થી અધીક તીવ્ર અત્યંત અનુચિત-ઉપાયો યોજ્યા હતા. પ્રાચીન સમયમાં ભારતવર્ષ કારીગરીના કામો માટે ઘણો પ્રસિધ્ધ હતો. એ વખતે અહિંયાના બનેલા અનેક, પદાર્થો ઇંગ્લંડ અને અન્ય દેશોમાં મોકલવામાં આવતા હતા. ઇંગ્લંડના લોકો આપણા વેપારની બરોબરી કરી શકતા નહોતા. ત્યારે તે લોકોએ કાયદાઓ બનાવી, હિન્દુસ્થાનની વસ્તુઓપર ઘણોજ કર વધારી આપણા વેપારને પોતાના દેશમાંથી દૂર કર્યો. આ વિષયની ચર્ચા " અંગ્રેજોએ આપણો વેપાર કેમ બરબાદ કર્યો " આ મથાળાથી સ્વતંત્ર એક લેખ આગળ ઉપર આપવામાં આવશે. વર્તમાન સમયમાં, મિસ્ટર ચેમ્બરલેન ઇંગ્લંડમાં " સ્વદેશી વેપારની રક્ષા " ના તત્વપરજ જોર આપતા રહ્યા છે.

સારાંશ, આયર્લેંડ, અમેરિકા, ઇટાલી, ચીન અને ઇંગ્લંડ આદિ દેશોનાં ઉદાહરણોને જોઇને પણ આપણે ન ચેતીએ તો આપણા સમાન અભાગી કોઇ નહિ હોય. પ્રજા ગમે તેટલી દુર્બળ હોય—તે નિઃશસ્ત્ર કેમ ન હોય—જો તે દઢનિશ્ચય અને ઐક્યતાથી કાંઇપણ કરવા ઇચ્છે તો ગમે તે સાધ્ય કરી શકેછે. તે અન્યાયી શાશન કર્ત્તાઓ અને અવિચારી રાજસત્તાધિકારીઓને પણ રસ્તે લાવી શકે છે. જો

આપણે વિદેશી વસ્તુ–વિશેષતઃ ઇંગ્લંડના દેશમાં બનેલી વસ્તુનો વ્યવહાર ન કરીએ, અને જ્યારે વિદેશી વસ્તુની અત્યંત આવશ્યકતા હોય ત્યારે પહેલી એશિઆ ખંડની બનેલી ચીજોને–જાપાન, ચીન, સિયામ, કાબુલ, ઇરાન, અરબસ્તાન આદિ દેશોની બનેલી ચીજો-થી પણ આપણા દેશનું કામ ન ચાલે ત્યારે અમેરિકા, જર્મની, ફ્રાન્સ, રશિયા આદિ દેશોની બનેલી ચીજોનો વહેવાર કરવો; પરંતુ કોઇ પણ હાલતમાં, ઇંગ્લંડની બનેલી, કોઇ પણ વસ્તુનો, ભુલથી પણ. સ્વિકાર ન કરવો; આપણું આ કાર્ય કાયદાથી પ્રતિકુળ કહી શકાશે નહિ. એટલુંજ નહિ, કિન્તુ કાયદાનુસાર આપણને આ કાર્ય-માં કોઇ પણ પરાંગમુખ કરી શકશે નહિ. હા, આપણે જાણીએ છીએ કે રાજાની વિરૂદ્ધ બળવો કરવો એ કાયદેસીર છે—ગુન્હો છે; પરંતુ આપણને જે ચીજ પસંદ છે, તેનો સ્વિકાર કરવા, અને જે ચીજ નાપસંદ છે તેનો અસ્વિકાર કરવાના કામમાં આપણે પોતે આપણા માલીક છીએ—આપણે આપણા મનના રાજા છીએ—આ-પણને કોઇ પણ રોકી શકે નહિ. જ્યારે આપણી સરકાર આપણી પ્રાર્થનાપર કાંઇ પણ ધ્યાન આપતી નથી તો પછી આપણે તેના દેશની બનેલી ચીજો ખરીદ કરી, આપણા દ્રવ્યથી, તેમના જાતીભાઇ વેપા-રીઓને લાભ કેમ કરીએ? જે દેશના લોકો આપણી પ્રાર્થનાપર કાંઇ પણ ધ્યાન નથી આપતા તે દેશના લોકોનો માલ ન લઇને, તેઓના સંબંધમાં આપણે આપણી તિરસ્કાર બુદ્ધિ કેમ વ્યકત ન કરીએ? એમાં સંદેહ નથી કે જે લોકો આપણું કાંઇ પણ સાંભળતા નથી તે લોકોનું રાજ્ય, આ વખતે, આપણા દેશમાં છે; પરંતુ તેથી એમ સિધ્ધ થાય છે કે આપણે, ખુદ આપણી પોતાની હાની કરીને, તે લોકોનાં વેપારની સહાયતા કરીએ? નહિ; કદાપિ નહિ!—

આ સંસારમાં આ વાત પ્રાચીન સમયથી ચાલતી આવેલી છે કે,

એક જાતી બીજી જાતી પર પોતાનો અધિકાર જમાવવા માટે પ્રયત્નો કરે છે; એક સમાજ બીજી સમાજપર પોતાની પ્રબળતા સ્થાપવાનો ઉદ્યોગ કરે છે, એક દેશ બીજા દેશ ઉપર પોતાની પ્રભુતા જમાવવાનો ઉપાય રચે છે, જ્યારે દુર્ભાગ્ય-વશ કોઇ એક દેશ બીજાને આધીન થઇ જાય છે ત્યારે પરાધીન-પ્રજાને એ બાબતનો વિચારજ કરવો પડે છે, કે પ્રાચીન સ્વત્વોની રક્ષા શી રીતે કરવામાં આવે અને નૂતન સ્વત્વ કેવી રીતે પ્રાપ્ત કરવામાં આવે. જ્યારથી ભારતવાસિઓ પોતાની સ્વાધીનતાને ખોઇ પરાધીન થઇ બેઠા ત્યારથી તેમને આ બાબતનો વિચાર કરવો પડયો. મુસલમાનોના સમયમાં જ્યારે આ દેશ પરાધીન થયો હતો ત્યારે માત્ર આપણી રાજસત્તા છીનવી લેવામાં આવી હતી—ત્યારે આપણો વેપાર આપણાજ હાથમાં હતો, તે નષ્ટ થયો નહોતો. પરંતુ અંગ્રેજોના રાજ્યમાં આપણી રાજસત્તા સાથે આપણા વેપારનો પણ નાશ થઇ ગયો છે. યાદ રાખવું કે અંગ્રેજ લોકો કેવળ રાજ્યકર્ત્તાજ નથી, પણ તેઓ વેપારી પણ છે; તેઓ કેવળ ક્ષત્રિયજ નહિ પરંતુ વૈશ્ય પણ છે. આ બન્ને વૃત્તિઓના યોગથી, આ દેશમાં તેઓની રાજનીતિ તેમજ વેપારનીતિ બની છે. આ વખતમાં આપણે રાજનૈતિક દષ્ટિમાં તથા વેપારમાં તદન ઇંગ્લંડના આધીન છીએ. આવી અવસ્થામાં, જ્યારે કે અંગ્રેજોમાં બે પ્રકારની વૃત્તિઓનો યોગ થયેલો છે, અર્થાત તેઓ ક્ષત્રિય પણ છે અને વૈશ્ય પણ છે; અને જ્યારે આપણા આન્દોલનોની અસર, આપણી પરાધીન પ્રજાનો પોકાર, આપણી યાચકવૃત્તિની અસર, રાજકર્ત્તાઓની ક્ષાત્રવૃત્તિપર કાંઇ પણ થતી નથી; ત્યારે આપણને તેઓની વૈશ્યવૃત્તિ—અર્થાત્ વ્યાપાર-વિષયક તેઓની સ્વાર્થબુદ્ધિપર આઘાત કરવો જોઇએ. આજ બાબત બીજા શબ્દોમાં કહેવામાં આવે છે, કે આપણે લોકોએ હવે આપણી યાચકવૃત્તિનો ત્યાગ કરી,

આપણા દુર્બળ વચનોથી રાજ્ય સંબંધી હકોની ભીખ માંગવાની આદત છોડી દેવી જોઇએ; અને તેને બદલે આપણા શકિતમાન હાથોથી આપણી ઉન્નતિનો ઉદ્યોગ કરવો જોઇએ. ઇંગ્લંડ દેશની બનેલી ચીજો ખરીદ કરી જે કરોડો રૂપિયા દર સાલ આપણે અંગ્રેજોને આપીએ છીએ તે સ્વદેશી વસ્તુના વહેવારથી સ્વદેશ ભાઇઓને આપવી જોઇએ.

કોઈ કહેશે કે હમણા આપણાં દેશમાં બધી ચીજો નથી બનતી; એવી અવસ્થામાં થોડો ઘણો વિદેશી માલ લેવો પડશે. હા, એતો નિઃસંદેહ છે કે, જ્યાં સુધી આપણા દેશમાં સર્વ પ્રકારની ચીજો બનવા લાગે ત્યાં સુધી કાંઇ પણ વિદેશી ચીજ લેવીજ પડશે; પરંતુ આપણે જ્યારે વિદેશી વસ્તુ લેવી હોય ત્યારે એ વાતનું સ્મરણ રાખવું કે આ વસ્તુ, **રાજમદથી** જેઓની આંખો અંધ થઇ ગઇ છે, અને જેઓ આપણી પ્રાર્થના પર કાંઇ પણ ધ્યાન નથી આપતા, તેના દેશની અર્થાત્ ઇંગ્લંડની બનેલી ન હોય; તે વસ્તુ ઇંગ્લંડ શિવાય બીજા કોઇ પણ દેશની હોય-યાને આ એક વ્યાપાર-યુદ્ધજ છે. આ યુદ્ધમાં શસ્ત્રાસ્ત્રોની જરૂરીયાત નથી, જરૂરીયાત માત્ર આપણા દૃઢનિશ્ચય, ઐકય ભાવ અને નિસ્સીમ દેશભકિતીની છે. આ યુદ્ધમાં આપણને જેટલી સફલતા પ્રાપ્ત થશે તેટલુંજ આપણા દેશનું કલ્યાણ થશે. આપણે આપણા દેશની એક પૈસાની પણ વસ્તુ ખરીદ કરીશું તેટલોજ આપણા દેશને લાભ થશે. આ પરિણામ આપણને ઇષ્ટ છે; કારણ કે આપણે આ વ્યાપાર-યુદ્ધથી એ સિદ્ધ કરવા માગીએ છીએ કે, હજુ સુધી આપણે આપણા રાજકર્ત્તાઓની સ્વચ્છન્દ, બેપરવાઇ અને અનુચિત વર્ત્તણુકને રોકી શકતા નથી. તોપણ આપણે આપણા રાજકર્ત્તાઓના દેશી ભાઇઓ અર્થાત અંગ્રેજોના કરોડો રૂપિયાનો

તૈયાર આપણે ધૂળમાં મેળવી શકીશું. જો હિન્દુસ્થાનના બધા લોકો એવો દૃઢ નિશ્ચય કરે, કે સ્વદેશી વસ્તુનોજ વહેવાર કરીશું; અને જ્યારે કોઈ સ્વદેશી વસ્તુ ન મળી શકે તો કોઇ બીજા દેશની લઇશું. ઇંગ્લંડની કદી પણ નહિ લઇએ. પાયોનિયરે અમેરિકન લોકોના સંબંધમાં જે કાંઇ ઉપર લખ્યું છે તે અંગ્રેજોના સંબંધમાં પણ આપણને જાણવું જોઇએ. અર્થાત્ અંગ્રેજોએ હિન્દુસ્થાનની પ્રાર્થનાપર અવસ્ય ધ્યાન આપવું જોઇએ. કોઇ કહેશે કે જો અમે સ્વદેશી વસ્તુ વાપરવાની પ્રતિજ્ઞા કરીએ તો આ પ્રતિજ્ઞાનું પાલન પૂર્ણ રીતે નહી થઇ શકે; કારણ કે વર્ત્તમાન સમયમાં આપણા દેશમાં બધો માલ તૈયાર થતો નથી. તેથી, જ્યારે બધો માલ સ્વદેશી થવા માંડશે ત્યારે અમે પ્રતિજ્ઞાનું પૂર્ણ રીતે પાલન કરશું, કેમકે ત્યારેજ અમારી પ્રતિજ્ઞાનું પાલન થઇ શકશે, આ દલીલમાં એટલું તો સત્ય છે કે વર્ત્તમાન સમયમાં આપણા દેશમાં બધી ચીજો બનતી નથી. જે ચીજો હમણાં અહિં બને છે તેનો વહેવાર કરવાની પ્રતિજ્ઞા કરવાથી જે લાભ થશે તેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે; પરંતુ જે લોકો એમ કહે છે કે જયાંસુધી બધી ચીજો આપણા દેશમાં બનવા ન માંડે ત્યાં સુધી સ્વદેશી વાપરવાની પ્રતિજ્ઞાથી કાંઇ પણ લાભ નથી; તેઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્વદેશી વસ્તુનો જેટલો વહેવાર થશે તેટલોજ તેનાથી લાભ થશે, તેનાથી કોઇપણ પ્રકારની હાની થવાનો ડર નથી. ભગવદ્‌ગિતામાં મહારાજા કૃષ્ણચંદ્રજી અર્જુનને ઉપદેશ આપતાં કથે છે કેઃ—

“ नेहाभिक्रम नाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ”

સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞા પણ આ મુજબ છે. આ

પ્રતિજ્ઞાનું પાલન જેટલું કરવામાં આવશે તેટલોજ લાભ આપણા દેશને થશે.

સારાંશ, સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞાનું પાલન ઘણા વખત સુધી કરતા રહેવાથીજ આપણો હેતુ સિદ્ધ થશે. જે લોકો એમ કહે છે કે "જ્યારે દરેક રીતનો સ્વદેશી માલ બનવા લાગશે ત્યારે અમે દેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞા કરીશું." આવા લોકો એવા માણસથી ઓછા મૂર્ખ નથી કે જે કહે, કે જ્યારે મ્હને તરતાં આવડશે ત્યારે પાણીમાં પગ રાખીશ! આવા લોકોએ વિચાર કરવો જોઈએ કે જ્યારે બધી રીતનો સ્વદેશી માલ તૈયાર થવા લાગશે ત્યારે તેના વાપરવાની પ્રતિજ્ઞા કરવાની જરૂરજ ક્યાં છે? સત્ય વાત તો એ છે કે જ્યાં સુધી આપણા દેશમાં બધી રીતની ચીજો બનવા નથી લાગી ત્યાં સુધી તેના વહેવારની પ્રતિજ્ઞા કરવી ઘણી આવશ્યક છે; કેમકે અર્થ શાસ્ત્રનો એજ સિધ્ધાન્ત છે કે કોઇ ચીજનો ખપ થાય નહીં ત્યાં સુધી હેની કિંમત પણ નથી વધતી. કોઇ પણ દેશમાં ઘણી ખરી ચીજો ત્યારેજ તૈયાર થાય છે કે જ્યારે તેના બનાવવાવાળાઓને તે દેશના રાજા અને પ્રજાની તરફથી ઉત્તેજન આપવામાં આવે સર્વ લોકો જાણે છે કે આપણા રાજાની તરફથી સ્વદેશી વેપારની ઉન્નતિ થવાની આશા તદ્દન ઘણીજ થોડી છે. ત્યારે હેને પ્રજા તરફથી પણ ઉત્તેજન ન આપવામાં આવે અને બધા લોકો એમજ કહેવા લાગે કે "જ્યારે દેશી ચીજો બનશે ત્યારે વાપરવાનું શરૂ કરીશું," તો આ દેશમાં સ્વદેશી વસ્તુઓ બનવાની આશા કદી પણ રાખી શકાતી નથી. આપણે જાણીએ છીએ કે આપણી પ્રતિજ્ઞાનું ફળ, યોગાભ્યાસના "अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिं" આ તત્વાનુસાર ઘણા દિવસ પછી જણાઇ આવશે. તેથી આપણા બધા દેશી ભાઇઓએ હમણા-

થીજ સ્વદેશી વસ્તુ વાપરવાની દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઇએ.

ઉપરના આક્ષેપનો ઉત્તર નીચેના એક ઉદાહરણથી પૂરેપૂરો જ ણાઇ આવશે. કેટલાએક સરકારી અધિકારીઓની એવી ઇચ્છા જણા ય છે કે દક્ષણી બ્રાહ્મણોને સરકારી નોકરી આપવામાં ન આવે. પરંતુ દક્ષણી બ્રાહ્મણો સિવાય અન્યજાતીના ઘણા ખરા બુદ્ધિમાન, શિક્ષિત અને હુંશિયાર માણુસો નથી મળતાં. તેથી સરકારી નોકરી આપવા માટે એક ખાસ નિમય બાંધવામાં આવે છે. કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી દક્ષણી બ્રાહ્મણને જગા આપવામાં ન આવે. પહેલાં કોઇ યુરેશિયન, ક્રિશ્ચિયન, મુસલમાન, પારસી કાયસ્થ અથવા બીજા કોઇ જાતીના માણસને જગા આપવામાં આવે; અને આટલા સુધી પણ કોઇ ન મલે તો દક્ષણી બ્રાહ્મણોને જગા આપવી. આ ઉપાયથી, કાંઇ એક બે દિવસમાં સરકારી નોકરથી બધા દક્ષણી બ્રાહ્મણોનો લોપ થઇ શકશે નહિ; તથાપિ તેમાં સંદેહ નથી કે કાલાંતરે પણ સરકારનો હેતું નક્કી સફળ થશે અને બધા દક્ષણી બ્રાહ્મણોને સરકારી નોકરીથી અલગ કરવામાં આવશે. સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞા કરવાવાળાઓએ ઉપરના નિયમથી કાંઇ પણ શિક્ષા લેવી જોઇએ. તેઓએ પણ સરકારી નિયમ માફક કરવું જોઇએ. અર્થાત્ પહેલાં સ્વદેશમાં બનેલી વસ્તુઓ વાપરવી; જો તે ન મળે તો એશિઆ ખંડના બીજા કોઇ દેશની વસ્તુ વાપરવી; જો તે પણ ન મળે તો અમેરિકા અને યુરોપના બીજા કોઇ દેશની વસ્તુ વાપરવી; પરંતુ ઇંગ્લંડની બનેલ કોઇ પણ વસ્તુનો સ્વિકાર નજ કરવો. આ ઉપાયથી આપણા કાર્યની સફલતા અવસ્ય થશેજ.

હાલમાં, આપણા દેશમાં સર્વ પ્રકારની ચીજો નથી બનતી; પરંતુ તેથી આપણે નિરાશ અને નિરુત્સાહી થવું ન જોઇએ. જો કે સર્વ પ્રકારની ચીજો બનતી નથી, તો શું જે ચીજો વર્તમાન સમ-

યમાં બને છે તેને વાપરવાની શરૂઆત આપણે કરવી ન જોઇએ? જો એકદમ બધી ચીજો બની શકતી નથી તો શું આપણે ધીમે ધીમે પણ આપણી પ્રતિજ્ઞાનું પાલન કરવું ન જોઇએ? જે લોકોની ઇચ્છા એવી હોય કે સર્વ પ્રકારની સ્વદેશી ચીજો બનવા લાગે તો ઉપાય એ છે કે જે ચીજો વર્ત્તમાન સમયમાં બને છે તેને ઉપયોગમાં લે–તેના સિવાય બીજી કોઇ વિદેશી વસ્તુનો સ્વિકાર ન કરે. આ ઉપાયથી, થોડાજ વખતમાં, આપણા દેશમાં જૂદી જૂદી બધી ચીજો બનવા લાગશે. આ ઉપાય તદ્દન નિરપવાદ તથા નિર્ભય છે. આ સાધ્ય અને શ્રેયસ્કર પણ છે; પરંતુ આમાં દૃઢ બળ અને નિશ્ચયની આવશ્યકતા છે. જો આ દેશના બધા લોકો એમ નિશ્ચય કરી લે કે અમે માત્ર સ્વદેશી વસ્તુજ વાપરશું તો આ દેશમાં એક વિલક્ષણ શકિત ઉત્પન્ન થઇ જશે. સારાંશ, "સ્વદેશી વસ્તુના **વહેવાર** અને વિદેશી વસ્તુના **ત્યાગ** સિવાય આપણા દેશની વર્ત્તમાન સ્થિતિ કદી પણ સુધરવાની આશા રાખી શકાય નહિ. યાદ રાખવું કે કલ્યાણ કરવાવાળા કોઇ પણ મનુષ્યની દુર્ગતી થતી નથી. ભગવદ્‌ગીતામાં લખ્યું છે કેઃ—

**"नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति ।"**

કેટલાએક તરફથી આક્ષેપ કરવામાં આવે છે કે સ્વદેશી વસ્તુ–વહેવારના આન્દોલનમાં કોઇ પણ પ્રકારનો રાજનૈતિક (Political) વિષય આવવા દેવો જોઇએ નહિ. તેનો માત્ર ઔદ્યોગિક વિષયો સાથેજ સંબંધ છે.– "સ્વદેશી" અને "બાયકાટ" એ બન્ને જૂદાજૂદા વિષય છે. પરંતુ આ તદ્દન ભૂલ છે. આ આન્દોલન સાક્ષાત રાજનૈતિક ન હોય તો નહિ; પરંતુ એમાં સંદેહ નથી કે આપણા સમાજ નાયકોની આ ઇચ્છા છે કે આ આન્દોલનનો આપણા રાજ કર્ત્તાઓની વર્ત્તમાન રાજનીતિપર કાંઇ અસર થાય–આ આન્દોલનથી

અમારા રાજમદાંધ સરકારી અધિકારીઓની થોડી ઘણી પણ આંખો ઉઘડી જાય અને તેઓ આપણી ઉચીત ઇચ્છાઓ તરફ કાંઇ ધ્યાન આપવા લાગે. આ મુજબ, આ આન્દોલન અપ્રત્યક્ષ રીતે રાજકિય કહી શકાય છે. આ વાતને પ્રગટ કરવાથી અમારૂં કાંઇપણ નુકશાન નથી; અને તેને ગુપ્ત રાખવાથી અમારો કાંઇ લાભ પણ નથી. હા, એ તો સત્ય છે કે બાહ્ય રીતે આ આન્દોલનના બે સ્વરૂપ છે; પરંતુ રૂપની ભિન્નતાથી વસ્તુસ્થિતિમાં કાંઇ ભેદ થતો નથી. " સ્વદેશી વસ્તુનો વહેવાર અને વિદેશી વસ્તુનો ત્યાગ," એ બન્ને વિષય એકજ વિષયનું ભિન્ન ભિન્ન રૂપ છે.

આ લેખમાં **બહિષ્કાર**ને " **યોગ** " ની ઉપમા આપવામાં આવી છે. હવે એ બાબતનું વિવેચન કરવામાં આવે છે, કે ઉક્ત **બહિષ્કાર–યોગ** નો અભ્યાસ કેવી રીતે કરવામાં આવે. ઇષ્ટ હેતુની સફળતાને માટે કેવાં કેવાં સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. **યોગ**-નું સ્વરૂપ અને આ તેના " અભ્યાસનો માર્ગ " એ બન્ને ભિન્ન ભિન્ન બાબતો છે. કોઇપણ **યોગ** કેમ ન હોય-- " **ધાર્મિક** " હોય વા " **રાજકિય** " હોય—તેની સીધ્ધને માટે દઢ નિશ્ચય અને ધૈર્યની આવશ્યકતા છે; કેમકે તેની સિદ્ધિમાં અનેક વિઘ્નો ઉત્પન્ન થાય છે. જ્યારે કોઇ માણુસ કોઇ પણ **યોગ**નો અભ્યાસ કરવા માંડે છે ત્યારે તેને તે **યોગ**થી ભ્રષ્ટ કરવાને માટે ભુત, પિશાચ, આદિ ભયંકર રાક્ષસ આદિ ભયંકર રૂપ ધારણ કરી ભયભીત કરવાનો ઉદ્યોગ કરે છે. આ મુજબ **બહિષ્કાર–યોગ**નો અભ્યાસ કરવાવાળાઓને પણ ઘણાં ખરાં ભુતો, પિશાચો, રાક્ષસોએ ભયભીત કરવાનો પ્રયત્ન કર્યો છે. અને જ્યાં સુધી આપણે **બહિષ્કાર–યોગ** નો અભ્યાસ કરતા રહેશું, ત્યાં સુધી આપણી પછવાડે એજ મુજબ ભય થશે

રહેશે. સ્વદેશી વસ્તુ—વિશેષતઃ ઇંગ્લંડની બનેલી વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞાને સાંભળીને એંગ્લો-ઇંડિયન પત્રકારો અને અધિકારીઓએ પોતાનું ભયાનક રૂપ પ્રકટ કર્યું, બંગાળીઓને **બહિષ્કાર-યોગ** થી ભ્રષ્ટ કરવા માટે સરકારે સરકયુલરોનો વરસાદ વસાવવા માંડ્યો અને પોતાની અનિયંત્રિત શાસન પધ્ધતિપર પ્રજાની ઉચિત પ્રતિજ્ઞાનો ભંગ કરવાના પ્રયત્નનો આરંભ કર્યો. પરંતુ સાચો **યોગી** એજ છે કે જે કોઇ ભુત, પિશાચ, રાક્ષસ આદિના ઉત્પન્ન કરેલાં વિઘ્નોની પરવા ન કરતાં, ધૈર્ય અને દૃઢ નિશ્ચયથી પોતાનો " અભ્યાસ " કર્યો જાય છે અને અંતે તેનો મનોરથ સફળ થાય છે; તે મુજબ સાચો **દેશભકત** એજ કહેવાય કે જે પોતાના **બહિષ્કાર-યોગ** ના અભ્યાસમાં કોઇ ગોરા પત્રકાર અથવા ગોરા અમલદારની પરવા ન કરતાં પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરે. જ્યારે આપણા વિદેશ વસ્તુના ત્યાગથી અંગ્રેજ વેપારીઓનું કાંઇ નુકશાન થવા લાગશે ત્યારે અંગ્રેજ સરકારની આંખો અવશ્ય ઉઘડી જશે; કારણ કે અંગ્રેજી-રાજ્ય અને અંગ્રેજી-વેપારને ઘણોજ **ગાઢો સંબંધ** છે. આ બન્નેનો આત્મા એકજ છે. તે વખતે, આપણી સરકાર, પોતાના જાતભાઇઓના વેપારની રક્ષાના હેતુઓ માટે આપણી પ્રાર્થનાપર અવશ્ય ધ્યાન આપશે. આપણી ઇચ્છા અવશ્ય પૂર્ણ થશે. યાને **બહિષ્કાર-યોગની** સિધ્ધિનું મુખ્ય સાધન એજ છે કે, " કોઇપણ પ્રકારનાં વિઘ્નોથી ભયભિત ન થતાં દૃઢતાથી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઇયે.

---

# આ વખત કોઇ પણ વખતે આવવાનો હતોજ.

અમે પ્રસ્તુત વિષયનો જેટલો અધિક વિચાર કરીએ છીએ તેટલોજ અમારો વિશ્વાસ અધિક દૃઢ થતો જાય છે, કેમકે સ્વદેશી આન્દોલનનું જેમ, કોઇ ક્ષુદ્ર જળાશયમાં ઉત્પન્ન થવા વાળી ક્ષણિક લહેરની માફક, ચંચળ અને અનસ્થિર નથી; કિન્તુ તે આ દેશની ઉન્નતિનું એક માત્ર ચિરસ્થાયી સાધન છે. ગોરા વર્ત્તમાનપત્રોનો આક્ષેપ એવો છે કે આ આન્દોલનની ઉત્પત્તિ બંગ-ભંગ જેવા ક્ષુદ્ર અને ક્ષણિક વિષયથી થઇ છે તે ચિરસ્થાયી કેમ થઇ શકે? હેનો ઉત્તર એજ છે કે આ આન્દોલનનું બીજ, બંગ-ભંગના પહેલાથી, આ દેશમાં, રોપવામાં આવ્યું હતું. બીજ-રૂપ પહેલેથીજ હસ્તીમાં હતું. બંગ-ભંગના કારણથી તેને ગતી પ્રાપ્ત થઇ—બંગ-ભંગના કારણથી તે બીજ-રૂપી આન્દોલનનાં અંકુર આખા દેશમાં ફુટી નીકળ્યાં. અર્થાત્ આ હીલચાલ બંગ-ભંગથી ઉત્પન્ન નથી થઇ; બંગભંગ, આ વખતે આ આન્દોલનના પ્રસારનું કારણ માત્ર બનો, કુરૂક્ષેત્રની રણભૂમિપર ઉભા રહેવાવાળા બન્ને પક્ષના વીરોના નાશ માટે અર્જુન કેવલ નિમિત્ત માત્ર થયો. ખરૂં કારણ સંસારનો સંહાર કરવાવાળા પરમાત્માનું કાળ-સ્વરૂપજ હતું. તે મુજબ બંગ-ભંગ માત્ર એક નૈમિત્તિક કારણ છે, ખરૂં કારણ **વર્તમાન સમયજ** છે. અમારો એવો વિશ્વાસ છે કે જો બંગ-ભંગનો પ્રશ્ન, આ વખતે ઉપસ્થિત કરવામાં ન આવત તોપણ આ આન્દોલનનો વખત-આજ નહિ તો કાલ કોઇ પણ વખત આવવાનો હતોજ.

ગત દશ બાર વર્ષમાં, દુનિયાના બધા દેશોમાં, જે ઘટનાઓ થઇ છે તેની તરફ જે લોકોએ ધ્યાન આપ્યું હશે—જે લોકોએ તે ઘટનાઓનું સૂક્ષ્મ રીતે વિવેચન કર્યું હશે—તેઓને તો જણાઇ આવશે કે આ

વખતે એક વિશેષ ભાવથી—એક વિશેષ કલ્પનાથી—આખી દુનિયાનો રંગઢંગ કાંઇક બદલાવા માંડ્યો છે. અમેરિકા, ચીન, જાપાન, આસ્ત્રેલિઆ, નાતાલ, ત્રાન્સવાલ, ફ્રાંસ, જર્મની અને ખુદ ઇંગ્લંડની, ગત બાર વર્ષની, બધી ઘટનાઓને મળીને, જો કોઇ વિશેષ પરિણામ જોવા માંગતા હોય તો એ જણાઇ આવશે કે આ બધા દેશો "સ્વકીયનો સ્વિકાર અને પરકીયનો ત્યાગ" એવી એક કલ્પના—એવો એક ભાવ—એવા એક સિદ્ધાન્ત—રૂપી કેન્દ્રની ચારે તરફ ચક્કર ચલાવી રહેલ છે. અમેરિકામાં ચીનિઓને ન રહેવા દેવા માટે જે પ્રયત્ન કરવામાં આવ્યો હતો તેહનું કારણ શું છે! આસ્ત્રેલિઆમાં જાપાનીઓ અને હિંદુસ્થાનિઓને ન રહેવા દેવાનું કારણ શું છે? કેટલાએક દિવસ પહેલાં, મુંબઇના પ્રખ્યાત આગાખાન સાહેબ આસ્ત્રેલિયામાં ગયા હતા. તે વખતે તે દેશના નિવાસીઓએ આવા મ્હોટા મુસલમાન નાયકને પણ ત્યાં ન આવવા દેવા માટે પ્રયત્ન કર્યો હતો. આગાખાન ઘણાજ શ્રીમંત સરદાર છે. આસ્ત્રેલિઆના વેપારીઓને તેમનાથી ઘણોજ લાભ થવાનો સંભવ હતો. આવા ફાયદાની પરવા ન કરતાં આસ્ત્રેલિઆના નિવાસી હિંદુસ્થાનિઓ, ચીનિઓ, અને જાપાનીઓ સાથે પોતાનો સંબંધ રાખવા ઇચ્છતા નથી. તેનું કારણ શું છે? આસ્ત્રેલિઆથી ઇંગ્લંડ જે વહાણની અંદર ડાક (પોસ્ટ) મોકલવામાં આવે છે તેપર હિંદુસ્થાની ખલાસી રાખવામાં નથી આવતો—તેનું કારણ શું છે? આસ્ત્રેલિયામાં મનુષ્ય સંખ્યા કાંઇ ઘણી નથી; ત્યાં મજુરો થોડા છે; અને રસાલ જમીન ઘણીજ છે. એટલું છતાં પણ તે લોકો પરદેશિઓ સાથે સંબંધ કેમ રાખતા નથી? તેઓ જાણે છે કે અમારા વર્ત્તમાન સમયના કાર્યનું પરિણામ ભવિષ્યમાં આપણી પ્રજા ઉપર સારૂં થશે નહિ. "અમારૂં ધન ક્યાં જાય છે. અને જઇને તે અમને ક્યાં સુધી હરકત પહોંચાડશે." તેનો તેઓ હમેશાં વિચાર કર્યા કરે છે. ત્રાન્સવાલમાં સોનાની ખાણોમાં કામ કરવા માટે ચીના મજુરોને

રાખવામાં આવે કે નહિ, એ વિષયનો વાદ-વિવાદ ઇંગ્લંડમાં કેમ કરવામાં આવે છે? દક્ષિણ-આફ્રીકામાં અંગ્રેજોનું રાજ્ય છે. ત્યાં કાળા માણસો ( હિંદુસ્થાનિઓ ) ની સાથે કેવીરીતે વર્તણુક ચલાવવામાં આવે છે એ તો સર્વ પ્રજા જાણે છે. તાત્પર્ય કે ત્યાં કાળા માણસને પતીત અને હીન સમજવામાં આવે છે, તેનું કારણ શું છે? ખુદ ઇંગ્લંડમાં, મી૦ ચેમ્બરલેન અને બાલ્ફોર સાહેબ અંગ્રેજી વેપારની રક્ષા કરવા માટે જે પ્રયત્નો કરી રહ્યા છે તેનું રહસ્ય શું છે? Made in Germany જર્મનીમાં બનાવવામાં આવ્યું. આ વાકય કોઇ પણ વસ્તુપર જોતાંજ અંગ્રેજોનું મગજ કેમ ફરી જાય છે? તે બધા પ્રશ્નોનો ઉત્તર એજ છે—"સ્વકિયનો સ્વિકાર અને પરકીયનો ત્યાગ." આ વિચાર-આ કલ્પનાની અસર પહેલાં યુરોપ ખંડના બધા દેશમાં પહેલી ઉત્પન્ન થઇ. ત્યાર પછી આ વિચારોની લહેરો એશીઆ ખંડ તરફ વળી, જાપાનના વિજયથી એ વિચારની લહેરો ઘણીજ ઉત્તેજિત થઇ, આ વિચાર-પરિવર્તનના કારણે ચીનાઓએ અમેરિકાના વેપારને પોતાના દેશમાંથી બહિષ્કૃત કર્યો. આ વિચાર-તરંગ આજ નહિ તો કાલ, કોઇ પણ વખતે ભારતવર્ષમાં આવનાર હતો—ત્હેના સ્વભાવિક પ્રવાહને કોઇ પણ રોકી શકતું નથી. બંગ-ભંગે માત્ર એટલુંજ કામ કર્યું છે કે ઉક્ત વિચાર—તરંગને, આ વખતે, પ્રાદુર્ભૂત થવાનો-પ્રકટ થવાનો—અવસર આપ્યો. આ તો માત્ર કાળ મહાત્મ્ય છે—વખતનો હેરફેર છે. ત્હેના-પ્રભાવને કોણ રોકી શકે છે? જે વિચારે—જે કલ્પનાએ, દુનિયાના બધા દેશોમાં હિલચાલ મચાવી દીધી; જે સિદ્ધાંતના આધારપર દરેક દેશ નિવાસી "સ્વજનનો સ્વિકાર અને પરજનનો ત્યાગ" કરી રહ્યા છે; શું એ કલ્પનાનો—એ વિચારનો—એ સિદ્ધાંતનો પ્રભાવ હિન્દુસ્થાનવાસિઓપર કાંઇ પણ થશે નહિ? આ પરિસ્થિતી હિન્દુ-

સ્થાનિઓએ પોતે ઉભી કરી નથી; કિન્તુ તે યુરોપમાંથી એશિયાના કેટલાક દેશોમાં—અને તે દેશોથી હિન્દુસ્થાનમાં—પોતાની મેળે સ્વાભાવિક રીતે આવી પહોંચી છે. હવે એ સ્થિતિમાં આપણે બંધાઇ ગયા છીએ—તેનાથી આપણો છુટકારો થઇ શકવાનો નથી. માટે તેનાથી લાભ પ્રાપ્ત કરવો એજ આપણું પ્રધાન—કર્તવ્ય છે. જયારે દુનિયાના દરેક દેશો ઉક્ત સિદ્ધાંતનું અવલંબન કરી પોતપોતાનાં હિતનાં સાધનો કરી રહ્યા છે. ત્યારે શું આ એક દેશ એવો અભાગીઓ છે કે જેના નિવાસીઓ પ્રાપ્ત પરિસ્થિતિનો વિચાર કરી પોતાની કાંઇપણ ભલાઇ કરી ન શકે ? શું હિન્દુસ્થાનના લોકો એટલા મૂર્ખ, અજ્ઞાની અને અભિમાન રહિત છે કે તેઓ ઉક્ત તત્વને માન્ય કરી ન શકે ? આપણા ઘરનું ધન માત્ર આપણા સ્વજનોનેજ મળે વિદેશીઓના હાથમાં જવા ન પામે એ વાતનો વિચાર આપણે કરવો ન જોઇએ ? જેટલું દ્રવ્ય આપણે વ્યય કરીએ છીએ, જો તે બધું આપણા સ્વજનોને ન મળે—જો તેનો કોઇ ભાગ વિદેશીઓને દેવાનો પ્રસંગ આવે—તો આપણું એ કર્તવ્ય છે કે આપણે આપણું દ્રવ્ય એવા વિદેશીઓને કદી પણ ન આપીએ જે આપણું અપમાન કરે છે. આપણી પ્રાર્થનાપર ધ્યાન આપતા નથી કે આપણા હક્કોનો કાંઇ પણ વિચાર કરતા નથી અને આપણુને હમેશાં દાસત્વમાં રાખવાની ચેષ્ટા કરે છે; પરંતુ. આપણે આપણું દ્રવ્ય એવા વિદેશીઓને આપવું જોઇએ કે જેઓ આપણું અપમાન કરતા નહોય. અર્થાત દરેક હિન્દુસ્થાનના રહેવાશીએ સ્વદેશી વસ્તુના વહેવાર—દ્વારા, આપણું દ્રવ્ય, આપણા દેશભાઇઓનેજ આપવું જોઇએ; જો કોઈ સ્વદેશી વસ્તુના અભાવના કારણે વિદેશી વસ્તુની જરૂર હોય તો, દરેક હિન્દુસ્થાનિએ એવો નિશ્ચય કરવો જોઇએ, કે જે ઇગ્લંડ દેશના લોકોએ, " આપણા મોઢામાંની

રોટલી છીનવી લઇ આપણા દેશના લોકો કાળા આદમીઓને પશુ તુલ્ય સમજે છે, તે દેશની બનેલી ચીજો અમે નહિ ખરીદીએ,! જ્યારે વિદેશી વસ્તુની જરૂર હશે ત્યારે ઇંગ્લંડના સિવાય બીજા કોઇ દેશની લઇશું. શું દુનિયામાં અંગ્રેજો સિવાય બીજા લોકો નથી? શું દુનિયામાં ઇંગ્લંડ સિવાય બીજા દેશો નથી? જ્યારે છે તો પછી ઇંગ્લંડ સિવાય બીજા દેશની ચીજો લેવામાં પાપ છે શું? નહિ; એ પાપ તો છેજ નહિ; કિંતુ આ વખતે પ્રત્યેક હિંન્દુસ્થાનવાસિઓનું કર્ત્તવ્ય છે—આ હમેશના વહેવારની બાબત છે—કે જે આપણી તરફ પ્યાર નથી કરતા તેની સાથે આપણે સંબંધ કેમ રાખી શકીએ? જેના મનમાં આપણા ઉપર પ્રેમ ન હોય તેની સાથે સંબંધ રાખવો એ એક નિંદ્ય કામ મનાય છે. મહાભારતના યુદ્ધના સમયે મહારાજ કૃષ્ણચંદ્ર પાંડવોના દૂત બનીને કૌરવોની પાસે ગયા હતા. તે વખતે દુર્યોધને મહારાજા કૃષ્ણને ભોજન કરવા બોલાવ્યા. ભગવાન કૃષ્ણે જે ઉત્તર આપ્યો તે આ વખતે પ્રત્યેક હિંન્દુસ્થાનીએ ધ્યાનમાં રાખવો જોઇએ:—

" संप्रीतिभोज्यन्यन्नानि आपद्भोज्यानि व पुनः ।
न च संप्रीयसे राजन्न चैवाप द्गता वयम् ॥ "

અર્થાત્ ભોજનનો સ્વિકાર બે રીતે કરવામાં આવે છે. પહેલાં તો પ્રેમથી, અને બીજો આપત્તિ વખતમાં. હે રાજન્ તમે અમારી સાથે પ્યાર નથી કરતા; અને અમે પણ કંઇ આપત્તિમાં ફસ્યા નથી! આવી અવસ્થામાં ભોજનનો સ્વિકાર કેવી રીતે કરવામાં આવે? અમે જાણવા ઇચ્છિએ છિએ કે, શું આ દેશના નિવાસિઓપર એવી કોઇ આપત્તિ આવી છે કે જેથી તે લોકોને—આ પોતાના વિષયમાં પ્રેમ રહિત વિદેશિઓની બનાવેલી ચીજો ખરીદવાને ગરજ પડે છે?



આશ્ચર્યની વાત છે કે "જે લોકોના મનમાં આપણા વિષે ઘૃણા અને તિરસ્કારનો ભાવ ભરેલો છે તેજ લોકોના કારખાનાંની ચીજો ખરીદ કરી, આપણે આપણા દ્રવ્યથી તે લોકોની મનમર્યાદા અને શકિતને વધારવાનો ઉદ્યોગ કરીએ છીએ! કિન્તુ, સ્વદેશી વસ્તુને ખરીદ કરી આપણા દ્રવ્યથી આપણાજ દેશ ભાઇઓના હિતનો કોઇ પણ વિચાર કરતા નથી!! અફસોસ!!!

## સ્વદેશી અને બહિષ્કાર—એકજ છે.



પ્રસ્તુત આન્દોલનનો જે વિચાર ઉપર કર્યો છે તેથી વાંચકોને જ્ઞાત થયું હશે કે "**સ્વદેશી વસ્તુનો સ્વિકાર અને વિદેશી વસ્તુનો ત્યાગ,**" આ બન્ને બાબતો, આ આન્દોલનના મુખ્ય પ્રાણ છે. આ બન્ને બાબતો, આ આન્દોલનનું પ્રધાન-તત્વ છે. હજૂ સુધી આ બાબતો બહારથી જોતાં ભિન્ન ભિન્ન જણાય છે. હજૂ સુધી આ બાબતો ભિન્ન ભિન્ન બે બે વિષયની માફક જણાય છે, અને હજૂ સુધી તેનું વર્ણન ભિન્ન ભિન્ન શબ્દોમાં કરવામાં આવે છે. તથાપિ અંતે બન્ને બાબતો એકજ છે. એ બન્ને જુદા વિષય નથી. **સ્વદેશી** અને **બાયકાટ**માં તાત્વિક ભેદ કાંઇ પણ નથી. એકજ વસ્તુના ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. જો કોઇ એક વસ્તુ જૂદે જૂદે સ્થળેથી જોવામાં આવે તો, જોવાવાળાના સ્થાનના પરિવર્તનના લીધે તે એકજ વસ્તુનાં ભિન્ન ભિન્ન બે રૂપ જોવામાં આવે છે. **સ્વદેશી**ના અનુયાયીઓને માત્ર "સ્વદેશી વસ્તુનો સ્વિકાર અને સ્વદેશી વસ્તુની ઉન્નતિ"નુંજ રૂપ જણાય છે. **બાયકાટ**ના અનુયાયીઓને માત્ર વિદેશી વસ્તુના ત્યાગનાજ રૂપે દેખાય છે.

જ્ઞાની લોકો જાણે છે કે સંસારની ઉત્પત્તિને માટે **પરમેશ્વર અને માયા** (શક્તિ) બન્નેની જરૂર છે. એકલો પરમેશ્વર સંસારની ઉત્પત્તિ કરી શકતો નથી. માયા (શક્તિ) પણ કાંઇ કરી શકતી નથી. જો કે આ બન્ને જોવામાં જૂદા જૂદા જણાય છે તથાપિ તે એક **બ્રહ્મ તત્વનાં બે રૂપ** છે. પરમેશ્વર અને માયાના આ સમ્મિલિત રૂપના આધારપરજ નરનારી—નેે નટેશ્વરની મૂર્ત્તિ કલ્પિત કરવામાં આવી છે. તે મૂર્તિમાં પરમેશ્વર અને માયાનું રૂપ એટલું તો સમ્મિલિત છે કે જોનાર એ બન્ને રૂપો વિભક્ત જોઇ શકતો નથી. તથાપિ તે મૂર્ત્તિ એક તરફ ઉભા રહી જોઇએ તો કેવળ "પરમેશ્વર" નુંજ સ્વરૂપ જણાઇ આવશે, અને બીજી તરફ ઉભા રહી જોઇએ તો કેવળ "માયા" (શક્તિ) નું રૂપ જણાઇ આવશે. આ દશા આ આન્દોલનની પણ છે. (સ્વદેશી) અને "બહિષ્કાર" એ બન્ને બાબતો એટલી તો સમ્મિલિત છે કે તેને કોઇ વિભક્ત કરી શકે નહિ. તથાપિ એક તરફથી જોવામાં આવે તો કેવળ "સ્વદેશી"નું રૂપ જણાઇ આવશે. અને બીજી તરફથી જોવામાં આવે તો માયા "બહિષ્કાર"નું રૂપ જણાઇ આવશે. સંસારની ઉત્પત્તિના કામમાં "પરમેશ્વર" અને માયા (શક્તિ) ને વિભક્ત કરવા અસંભવ છે; એમ કરવાથી સંસારની ઉત્પત્તિમાં વિઘ્ન આવશે. એજ મુજબ આપણા દેશની ઉન્નતિના કાર્યમાં "સ્વદેશી" અને "બહિષ્કાર" ને વિભક્ત કરવા અસંભવ છે; આમ કરવાથી દેશની ઉન્નતિમાં વિઘ્ન થશે. અમારી સમજમાં વર્ત્તમાન આન્દોલનની પ્રધાનશક્તિ "બહિષ્કાર" માંજ છે. જેમકે માયા (શક્તિને) પૃથક્ કરવાથી સંસારની ઉત્પત્તિ થઇ શકતી નથી; તે પ્રમાણે "બહિસ્કાર" ને પૃથક્ કરવાથી આપણી આન્દોલન શક્તિ રહિત થઇ જશે—તેનાથી દેશની ઉન્નતિ કદી પણ થઇ શકશે નહિ.



ઇષ્ટ કાર્યની સિદ્ધતા કદી પણ થશે નહિ. યાને, માત્ર વેપારની દૃષ્ટિએ, હિન્દુસ્થાનમાં કાંઇ પણ જીવ છે—તે સજીવ છે— તે મૃત નથી—તે વાત સિદ્ધ કરવાને માટે આપણે "સ્વદેશી વસ્તુનો સ્વિકાર અને વિદેશી વસ્તુનો ત્યાગ," એ બન્ને બાબતોને આપણા આન્દોલનમાં સામેલ કરવી જોઇએ.

અંગ્રેજ–વેપારીઓ દર વર્સે ૩૦૦૦૦૦૦૦૦ રૂપિયાનું કાપડ વેચી આપણું ધન લૂંટી લઇ જાય છે. શું આ વાતથી આપણું અંતઃકરણ બળવું ન જોઇએ? જે માણુસનું અંતઃકરણ એવું જાણુવા છતાં પણુ બળતું નથી કે અમારી સમ્પત્તિ માત્ર વિલાયતી કપડાં ખરીદવામાંજ વિદેશ ચાલી જાય છે, તે માણુસ "સ્વદેશી" નો અનુયાયી કયાંથીજ થઇ શકે? જે લોકો એમ કહે છે કે આ દેશમાં નવી મીલો ખોલવામાં આવે, ચરખા ઉપર કામ કરવાવાળા વણુકરોને ઉત્તેજન આપવામાં આવે અને નવાં નવાં કારખાનાઓ ખોલવામાં આવે; તેઓ જો વિદેશી વસ્તુનો ત્યાગ કરવાને માટે આપણા દેશ ભાઇઓને ઉત્તેજીત નહિ કરે તો તેમના પ્રયત્નોથી લાભ કયાંથી થશે? જ્યાં સુધી આપણા દેશભાઇઓ વિદેશી વસ્તુનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા નહિ કરે ત્યાં સુધી નવી મીલો ખોલવાથી અને ચરખા ઉપર કામ કરવાવાળા વણુકરોને ઉત્તેજન દેવાથી, અથવા બીજી ચીજોના કારખાના ખોલવાથી, શું લાભ થશે? વિદેશી વસ્તુના ત્યાગમાંજ આપણી ખરી ઉન્નતિ છે. જો વિદેશી વસ્તુપર ઘૃણા ઉત્પન્ન થઇ તેનો ત્યાગ કરવામાં નહિ આવે તો સ્વદેશી વસ્તુની માંગણી કયાંથી વધી શકશે? જો સ્વદેશી વસ્તુના ઉપર પ્રેમ થઇ તેની માંગણી પણુ નહિ વધે તો મ્હોટી મ્હોટી મીલો અને કારખાનાઓ કયાંથી ખુલી શકશે? જ્યારે આપણા શ્રીમંતોનો એવો

દઢ વિશ્વાસ થઇ જાય કે અમે વિદેશી વસ્તુનો ત્યાગ કર્યો છે ત્યારે તે લોકો મ્હોટી મ્હોટી મીલો અને નવા નવા કારખાનાઓ ખોલવા માટે એક દિવસનો પણ વિલંબ કરશે નહિ. મીલોનો વેપાર ઘણોજ લાભદાયક છે. તે વેપારમાં પુંજીવાળાને ઘણો લાભ થાય છે. જ્યારે તેઓ આ બાબતને જાણી લેશે કે આપણા દેશભાઇઓ, કોઇ પણ પ્રકારની આપત્તિ આવવા છતાં–કોઇ પણ પ્રકારનુ સંકટ આવવા છતાં–વિદેશી વસ્તુનો સ્વિકાર નહિ કરશે, તેઓ માત્ર સ્વદેશી વસ્તુનોજ સ્વિકાર કરશે; ત્યારે આ દેશના પ્રત્યેક શહેર અને ગામમાં સ્વદેશી વસ્તુનાં નવા નવા કારખાનાઓ જોવામાં આવશે.

હજુ સુધી વિદેશી વસ્તુના ત્યાગથી કોઇ પણ પ્રકારનો લાભ યા હાની જણાતી નથી. તથાપિ, કેટલાએક લોકો વિદેશી વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞાથી ડરે છે–તેઓ પોતાને "બાયકાટ" અથવા "બહિષ્કાર" પંથના અનુયાયી કહેવરાવવા માટે ડરે છે. તેનું કારણ શું છે? તે લોકો કહે છે કે વિદેશી વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞાથી આ દેશના અંગ્રેજ–અધિકારીઓ નારાજ થશે–આપણી દયાળુ સરકાર અપ્રસન્ન થશે. અને મન્ચેસ્ટરના વેપારીઓ આપણા દેશી માલ પર કર લગાડી આ દેશના નવા કારખાનાઓને તોડી પાડવાના પ્રયત્નો કરશે; યાને આ કાર્ય આ આપણા લોકોની શકિતથી બહાર છે. શું આપણા દેશ ભાઇઓ, વિદેશી વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞા કરીને–બહિષ્કાર યોગનો અભ્યાસ કરી–પોતાના દેશના નષ્ટ થયેલા વેપારની ઉન્નતિ કરવા, પોતાના દેશને દરિદ્રતાથી મુક્ત કરવા અને પોતાના દેશને સ્વતંત્ર કરવાનું ઠીક સમજે છે; યા આ દેશના અંગ્રેજ–અમલદારોની નારાજી, સરકારની અપ્રસન્નતા અને મેન્ચેસ્ટરના વેપારીઓનો **સ્વાર્થી-જુલમથી** ભયભીત થઇ દેશ દ્રોહી બનવું પસંદ કરે છે? શું આ લજ્જા

મુશ્કેલ બાબત નથી કે આ લોકો સરકારની અપ્રસન્નતા અને અમલદારોની નારાજીને માટે આટલી કાળજી રાખે છે; પરંતુ પોતાના દેશની ભલાઇનો કાંઇ પણ વિચાર મનમાં ન લાવે? જે લોકો ખુદ પોતાની, પોતાના કુટુમ્બની પોતાના પડોસીની, પોતાના સમાજની અને પોતાના દેશની ભલાઇની કાંઇ પણ ચિન્તા નહિ કરતાં માત્ર વિદેશિઓને ખુશી કરવાનો પ્રયત્ન કરે છે, તેઓને દેશના હિતકર્ત્તા કહી શકાય નહિ. અંગ્રેજી ભાષામાં એક કહેવત છે કે "પહેલાં તમે પોતાની ભલાઇ કરો; પછી બીજાની ભલાઇની ચિન્તા કરો." અમારો એ આશય નથી કે જાણી જોઇને, કોઇ પણ કારણ વિના, આ દેશના અંગ્રેજ અમલદારોને અથવા સરકારને યા વિલાયતના લોકોને અપ્રસન્ન કરવાનો પ્રયત્ન કરીએ, નહિ; અમારો પ્રયત્ન માત્ર આપણી જાતીયતા—આપણા રાષ્ટ્રીયત્વના અસ્તીત્વને માટે હોવું જોઇએ. જો આપણી જાતીય અસ્તીત્વના પ્રયત્નથી—આપણા રાષ્ટ્રને સજીવન કરવાના ઉદ્યોગથી—કોઇનું મન દુઃખી હોય—અપ્રસન્ન હોય—નારાજ હોય—તો આપણે એની કાંઇ પણ પરવા કરવી ન જોઇએ. આપણા પવિત્ર કર્ત્તવ્ય પાલનને માટે જો કોઇને ખરાબ લાગે તો તેની તરફ ધ્યાન આપવું ન જોઇએ. "કોઇ વ્યકતી યા સમાજનું મન દુઃખિત ન થવા દેવા, માટે શું આપણે આપણા ૩૦૦૦૦૦૦૦૦ કરોડ દેશભાઇઓના અસ્તીત્વનો નાશ કરવો ઉચીત છે? શું તે લોકોને ભૂખથી દુઃખી થઇ મરી દેવા જોઇએ? શું વર્ત્તમાન હીનતા અને સંકટના મ્હોટા મ્હોટા કિલ્લાઓમાં આપણા ત્રીસ કરોડ દેશ બાંધવોને ધકેલી દેવા જોઇએ? પ્રિય વાંચકો, આપજ આ વિષયનો વિચાર કરી લેશો. અત્યાર સુધી નમ્રતાપૂર્વક પ્રાર્થના કરીને, કાલાવાલા કરીને, ભીખ માગવાનો જે પ્રયત્ન કર્યો તે એક રતીભાર પણ સફળ થયો નથી. શું ત્યારે તેજ

ઉપાયનો ઉપયોગ ફરી કરવામાં આવે ? માનો કે, જ્યારે આપણા પ્રસ્તુત પ્રયત્નથી વિદેશી વસ્તુના ત્યાગના પ્રયત્નથી—આ દેશના વેપાર અને કારીગરીની ઉન્નતિ થશે, ત્યારે તે ઉન્નતિને જોઇને માન્ચેસ્ટરના વેપારીઓ પોતાને પડેલા ડંખથી ચીડાવા લાગશે અને આપણી સરકાર દેશી વસ્તુપર લગાડી દેશે, હવે એ જાણુવા માંગીએ છીએ કે જો આપણે સ્વદેશી આન્દોલન નહિ કરીએ, અને જો આ દેશના કારખાના અને વેપારની ઉન્નતિ એમની એમજ થઇ જાય, તો શું મન્ચેસ્ટરના વેપારીઓના મનમાં આપણા વિશે દ્વેષ ઉત્પન્ન નહિ થાય ? શું તે લોકો આ દેશની વસ્તુપર કર નંખાવી આપણા વેપારને નષ્ટ કરવાનો પ્રયત્ન નહિ કરે ? શું આ બાબતની જુમેદારી (Guarantee) કોઇ લઇ શકેછે? સત્ય તો એ છે કે પોતાની રાજસત્તાનો દુરૂપયોગ કરીને ભારતવર્ષના વેપારને નષ્ટ કરવાનો અંગ્રેજ લોકોએ જે પ્રયત્ન કર્યોછે (અને જે ભવીસ્યમાં કરવામાં આવશે) એનું કારણ શું? તેનું કારણ એજ કે એ લોકોની અનુચિત અને અન્યાયી સ્વાર્થબુદ્ધિ છે. જ્યાં સુધી તેઓની આ સ્વાર્થ વૃત્તિ, અને લોભ, કાયમ છે ત્યાં સુધી તે લોકો આપણા વેપાર અને કારખાનાની ઉન્નતિથી કદાપી પ્રસન્ન થશે નહિ; તેઓ આપણા વેપારના નાશનોજ પ્રયત્ન કરશે; પછી તે ઉન્નતિ આપણા “ સ્વદેશી ” કે “બાયકાટ”થી યા પોતાની મેળે થાય. હા. એમાં તો સન્દેહ નથી કે અન્તે આ સ્વાર્થ–બુદ્ધિ અને લોભનું પરિણામ ઇંગ્લંડ યા હિન્દુસ્થાનને સુખદાયક તો થશેજ નહિ. આવી અવસ્થામાં જો આપણે “સ્વદેશી” અને “બાયકાટ”ની સહાયતાથી આપણા દેશના વેપાર અને વેપારની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરીએ તો તેમાં ડર શેનો છે? “જે પરિણામ થવાનું છે તે તો થશેજ. તો પછી આપણે આપણા પ્રયત્નની આપણા પવિત્ર કર્ત્તવ્યથી પરાંગમુખ શા માટે થવુ

જોઇએ ; અમારો દૃઢ વિશ્વાસ છે કે જેમ અંગ્રેજોએ, પોતાની અમલદારીના આરંભમાં, આ દેશના વેપાર અને કારખાનાઓને અનેક અનુચિત અને અન્યાયી ઉપાયોથી નષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો, તે પ્રમાણે પ્રયત્ન કરવાનો સાહસ, તે લોકો, વીસમી સદીમાં કદાપી કરશે નહિ. કારણ કે, વર્ત્તમાન સમય દુનિયાના સર્વે દેશોમાં એક પ્રકારનો વિશેષ—ભાવ જોવામાં આવે છે; અને આ વિશેષ ભાવની અસર, એશીયા ખંડના કેટલાએક દેશ ઉપર થતી હિન્દુસ્થાનપર પણ પડવા લાગી છે; તે અંગ્રેજોના ઉક્ત અનુચિત અને અન્યાયી ઉપાયોને કદાપિ સફળ થવા દેશે નહિ. વર્તમાન સમયનો વિચાર—સાગરનો પ્રવાહ આપણા વિચારને અનુકૂળ છે. માત્ર આપણા દૃઢ નિશ્ચયની આવશ્યકતા છે. માત્ર અમારૂં એ કહેવું છે. કે આ ઉદ્યોગ—આ પ્રયત્ન—આપણી શકિત બહાર નથી. જો વર્ત્તમાન સમયના વિશેષ વિચાર, વિશેષ—ભાવનાની અનુકૂળતા પ્રાપ્ત કરી આપણે દૃઢ નિશ્ચયથી આપણી પ્રતિજ્ઞાનું પાલન કરીએ તો નિઃસન્દેહ આપણો હેતુ સિદ્ધ થશે. આટલો પ્રયત્ન કરવા છતાં પણ અપરિહાર્ય કારણથી સફળતા પ્રાપ્ત ન થાય તો ભગવાન શ્રી કૃષ્ણચંદ્રના વચનાનુસાર "**तस्माद् परिहार्येऽर्थे न त्वंशोचितुमर्हसि**" આપણે શોક કરવો ન જોઇએ. જો આપણો ઉદ્દેશ પવિત્રછે, આપણા વિચાર ઉત્તમ છે, આપણી પ્રતિજ્ઞા યોગ્ય છે, આપણો નિશ્ચય દૃઢ છે, આપણો પ્રયત્ન શુદ્ધ અને સરળ છે અને સમયની પણ અનુકૂળતા છે; તો આપણા મનોરથોની સફળતા થાવીજ જોઇએ. જો ન થાય તો તે વિષયનો ખેદ માની નિરાશ થવું ઉચિત નથી. જે વખતે આપણે આપણા કર્ત્તવ્યમાં કટિબદ્ધ થવું જોઇએ તે વખતે નિરાશ થઇ હૃદયની દુર્બળતા પ્રકટ કરવી ઉચિત નથી. એવું જોઇનેજ શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ઉપદેશ આપ્યો છે કેઃ—

**क्लैब्यं मास्मगमः पार्थ नैतत्त्वय्यु पपद्यते ।**
**क्षुद्रं हृदय दौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥**

સત્ય છે; જે લોકોને પોતાના ઇષ્ટ કાર્યની સફળતા કરવી છે; જે લોકોને પોતાના દેશના વેપારની ઉન્નતિ કરવી છે, જે લોકોને પોતાની પવિત્ર **આર્ય માતાને** નિર્જિવતાના કલંકથી મુક્ત કરવી છે; તેઓના હૃદયની દુર્બળતા કદી પણ શોભા આપતી નથી. જો આપણે આપણા હૃદયની દુર્બળતાને છોડી દઇ વિદેશી વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞાના પાલનમાં દૃઢ નિશ્ચયથી પ્રયત્ન કરતા રહીશું તો સ્વદેશની ઉન્નતિનું કાર્ય આપણી શક્તિની બહાર નથી.

---

## ( કોંગ્રેસ ) અને ‘ સ્વદેશી ’



કોઈ કોઇ એમ કહે છે કે સ્વદેશી આન્દોલનના નાયકોનો હેતુ ઔદ્યોગિક નથી--રાજનૈતિક છે; કારણ કે બંગાળ પ્રાંતના જે નાયકોએ સ્વદેશી આન્દોલનનો આરંભ કર્યો છે તેજ લોકો કોંગ્રેસના આગેવાનો છે અને વિદેશી વસ્તુના ત્યાગનો વિષય અર્થાત્ બાયકાટ યા બહિષ્કાર--યોગ ‘સ્વદેશી’ માં સામેલ થઇ જવાથી આ દેશના રાજકર્મચારીઓ અપ્રસન્ન થઇ ગયા છે. યાને આ આન્દોલન પણ, રાજનૈતિક-આન્દોલન કરવા વાળી કોંગ્રેસનુંજ બીજું રૂપ છે. તેથી અમે આવી રીતના સ્વદેશી આન્દોલનમાં સામેલ થઇ શકતા નથી. “ સ્વદેશી ” અને “ બાયકાટ ” ના પરસ્પર સંબંધનું વિવેચન આગળ કરી જવામાં આવ્યું છે. તો તેનું પિષ્ટપેષણ કરવાની કાંઇ જરૂર નથી. હવે માત્ર એ જોવાનું છે કે કોંગ્રેસ અને ‘ સ્વદેશી ’ નો ખરો સંબંધ શું છે.

પહેલાં આપણે વિચાર કરવો જોઇએ કે આ દેશનો રાજા કોણ છે? સાધારણ લોકો એજ કહેશે કે ઇંગ્લંડ દેશનો રાજા અમારો રાજા છે. પરંતુ આ વાત સર્વાંશે સત્ય નથી. આ દેશની વર્ત્તમાન શાસન પ્રણાલીનો સૂક્ષ્મ રીતે વિચાર કરવામાં આવે તો પોલીસના એક માત્ર સિપાઇથી લઇને મ્હોટા લાર્ડ સુધી, દરેક સરકારી અમલદાર, આપણાપર, રાજા સમાન, રાજ્ય કરતા જણાઇ આવશે. જ્યારે ઇંગ્લંડની તરફ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે એ જણાઇ આવે છે કે મ્હોટા લાર્ડ સાહેબો સેક્રેટરી ઓફ સ્ટેટના પ્રતિનિધિ તરીકે છે, સેક્રેટરી ઓફ સ્ટેટ, પાર્લામેન્ટ સભાનો પ્રતિનિધિ છે અને પાર્લામેન્ટ સભાના મેમ્બર બ્રિટિશ-નિર્વાચકોના આધીન છે. સારાંશ, આ દેશમાં જે વિદેશી રાજ સત્તાસ્થાપન થયેલી છે તે કોઇ પણ એક વ્યક્તિના હાથમાં નથી- ત્હેનાં સૂત્રો અનેક વ્યક્તિઓના હાથમાં છે. અર્થાત્, આ દેશમાં એક રાજા નથી-અનેક રાજાઓ છે. સ્વાધીન દેશોમાં આ શાસન-પ્રણાલીથી પ્રજાનું ઘણુંજ થાય છે; પરંતુ હિન્દુસ્થાન જેવા **પરાધીન** દેશમાં આ શાસન-પ્રણાલીથી પ્રજાનો કોઇ પણ લાભ યા કલ્યાણ થવાનું નથી. અહિ પ્રજાનો કોઇ પણ જાતના હક્કે, અધિકાર તથા માન પણ નથી. અહિંઆ જે અંગ્રેજ-રાજકર્મચારીઓ છે તેઓના હાથમાં બધી રાજ સત્તા છે-તેઓજ અહિંઆના રાજા છે. ઇંગ્લંડ દેશનો જે રાજા છે (અને કાયદાનુસાર જે આ દેશનો પણ રાજા છે) ત્હેની સત્તા કાયદા દ્વારા અત્યંત મર્યાદિત કરી દેવામાં આવી છે. તે પોતાના મનથી કાંઇ પણ કરી શકતો નથી. યાને ત્હેને કોઇ પણ જાતનો અધિકાર નથી.-માત્ર **નામ ધારી રાજા** છે! એ તો નિર્વિવાદ રીતે સિદ્ધ છે કે રાજાની સત્તાને આવી રીતે મર્યાદિત કરી દેવાથી ઇંગ્લંડની પ્રજાને ઘણોજ લાભ થયો છે; પરંતુ ઉક્ત શાસન-પ્રણાલીથી

આ દેશની પ્રજા ઉપર ઘણા ખરાબ પરિણામો આવ્યાં છે. સૌથી ખરાબ પરિણામ એ આવ્યું છે કે આ દેશની યથાર્થ રાજસત્તા વિદેશી-નિર્વાચકો અને વિદેશી-અમલદારોના હાથમાં ચાલી ગઇ છે. અર્થાત આ દેશના **ગોરા** અમલદારોની ઇંગ્લંડ અને પાર્લામેન્ટ સભાના મેમ્બરોના પ્રતિનિધીઓ આપણા રાજા થઇ બેઠા છે. જે ગોરા અમલદારોના હાથમાં આ દેશની રાજ-સત્તા છે તેઓની એજ ઇચ્છા જણાય છે કે, " આ રાજસત્તા યાવત્ચંદ્રદિવાકરૌ " આપણાજ હાથમાં રહે. કદાપી આપણા હાથથી જવા પામે નહિ; યા કોઇપણ રીતે ઓછી થઇ જાય નહિ. આવી સ્વાર્થથી ભરપૂર દુષ્ટ ઇચ્છાની પૂર્ત્તિ માટે તે લોકોના હમેશને માટે પ્રયત્નો થયા કરે છે. હવે ઇંગ્લંડની પાર્લામેન્ટ સભાના નિર્વાચકોની ઇચ્છા શું છે તે જોઇએ. હજૂ સુધી તેઓ સ્વાધિનવાળા અને ન્યાયપ્રિય છે. તથાપિ પોતાના દેશના વેપારની વૃદ્ધિને માટે તેઓની એજ ઇચ્છા જણાઇ આવે છે કે હિન્દુસ્થાનનો બધો વેપાર આપણા હાથમાં રહે. આ વેપાર બીજા દેશોના હાથમાં જવા ન પામે. એટલુંજ નહિ પરંતુ હિન્દુસ્થાનીઓના પણ હાથમાં ન રહે એવી ત્હેમની શુભેચ્છા છે ! તેઓ હિન્દુસ્થાનના વેપારથીજ માલમત્તાદાર થયા છે. તેથી, આ **સોનાની ચલ્લીને** પોતાના હાથમાંથી જવા દેવાનું તેઓનું મન થતું નથી. સારાંશ, આ દેશ ઉપર જે વિદેશીઓની રાજસત્તા છે તેમાં કેટલાક **ગોરા અમલદારો** છે અને કેટલાક **ગોરા વેપારીઓ** પણછે. અહિંઆના ગોરા અમલદારો એજ ઇચ્છે છે કે આ દેશની બધી રાજસત્તા આપણા હાથમાં રહે; અને વિલાયતના ગોરા વેપારીઓ એ ઇચ્છે છે કે આ દેશનો બધો વેપાર આપણાજ હાથમાં રહે. આહા ! જો હિન્દુસ્થાનના લોકોમાં કાંઇપણ સંપ-ઐકયતા-ભ્રાતૃભાવ-દેશપ્રિતિ હોત તો ઉક્ત બન્ને લોકોની સત્તાને

થોડી ઘણી પણ મર્યાદિત કરી શકત; પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે:- " આ દેશના ગોરા અમલદારો પોતાની રાજસત્તાનો " ઉપભોગ-પ્રજાની કાંઇપણ દરકાર કર્યા વિના, અનિયંત્રિત રૂપે " કરી રહ્યા છે. અને **વિલાયતના ગોરા વેપારીઓ**
**" આ પવિત્ર આર્યભૂમિના કલેજાનું સમ્પત્તિ-રૂપી-રક્ત, પૂર્ણ**
**" નિર્દયતાથી પીતા-પોતાની યથેચ્છ વર્તણુંક કરી રહ્યા છે."**

પ્રિય વાચક ! હવે તો જણાયું હશે કે આ દેશની રાજસત્તા કોના હાથમાં છે; આ દેશના રાજા કોણ છે. આ દેશપર ગોરા અમલદારોની જે અનિયંત્રિત સત્તા ચાલી રહી છે તેહેને મર્યાદિત કરવાનેમાટે **કોંગ્રેસનો જન્મ** થયો છે. અર્થાત્ કોંગ્રેસનો પ્રધાન હેતુ રાજનૈતિક વિષયોની ચર્ચા કરવી અને રાજનૈતિક હક્ક પ્રાપ્ત કરવાનો છે. રાજનૈતિક કરવામાં કોંગ્રેસે આ દેશની ઔદ્યોગિક અને આર્થિક દશાપર દુર્લક્ષ કરેલ નથી. તેણે આ દેશની આર્થિક ઉન્નતિના સંબંધમાં પણ ઘણો સારો પ્રયાસ કરેલો છે. ચાર પાંચ વર્ષ થયાં કોંગ્રેસની સાથે દેશી કારીગરી અને કળા કૌશલ્યનું એક પ્રદર્શન પણ દર વખતે ભરવામાં આવે છે. કાશીની કોંગ્રેસમાં એક ઔદ્યોગિક પરીષદ્ પણ સ્થાપીત થયેલ છે. સારાંશ, કોંગ્રેસે ઔદ્યોગિક વિષયોની તરફ પણ થોડું ઘણું ધ્યાન આપ્યું છે. તથાપિ તેહેનો પ્રધાન હેતુ રાજનૈતિક જ કહેવામાં આવશે. તેહેનો આ હેતુ અત્યંત ઉચિત છે. કારણ કે જ્યાં સુધી આ દેશના સ્વેચ્છાચારી ગોરા અધિકારીઓની અનિયંત્રિત રાજસત્તા કાંઇ પણ સંકુચિત નહિ થાય ત્યાં સુધી આદેશના નિવાસીઓને પોતાના દેશના શાસનપ્રબંધમાં કાંઇ પણ હક્ક પ્રાપ્ત થશે નહિ. જ્યાં સુધી દેશની રાજસત્તા, આ દેશની પ્રજાના જ હાથમાં નહિ જાય, અર્થાત્ જ્યાંસુધી આ દેશમાં **સ્વરાજ્ય** સ્થાપિત નહિ થાય, ત્યાં સુધી અન્ય વિષયોમાં ઉન્નતિ યા સુધારો

કરવાનો પ્રયત્ન સફળ થશે નહિ; તેથી કોંગ્રેસ રાજનૈતિક વિષયોનેજ પ્રધાન મહત્વ આપેલ છે.

હવે વર્તમાન સમયમાં આપણા નાયકોનું ધ્યાન ઔદ્યોગિક વિષયો તરફ વિશેષ લાગી રહ્યું છે. આ દેશનો પ્રાચીન વેપાર કેવી રીતે નષ્ટ થઇ ગયો, એ વિષેનું વર્ણન આગળ આવશે. તેથી ખબર પડશે કે કંપની-સરકારના સમયમાં અંગ્રેજ-રાજકર્ત્તા પ્રત્યક્ષ રીતે વેપારી હતા. જયારથી આ દેશનો વહીવટ પાર્લામેન્ટે પોતે હાથમાં લીધો, ત્યારથી આ દેશની રાજસત્તા પ્રત્યક્ષ વેપારીઓના હાથમાં નથી; પરંતુ એ તો નિર્વિવાદ છે કે તે અપ્રત્યક્ષ રીતે વેપારીઓના હાથમાં છે. આ સત્તાધારી વેપારીઓના હિતસાધન માટે આપણા ગોરા અમલદારો પ્રયત્ન કર્યા કરે છે. આ સિધ્ધાન્તની સત્યતા માટે અમે લૉર્ડ કર્ઝન ના વાકયોનેજ પ્રમાણ માનીએ છીએ. એક વખત આસામના ચાહાના વેપારીઓ સામે તેમણે કહ્યું હતું કે:—

"આ દેશમાં જેટલા અંગ્રેજ છે—જોઇએ તો તે ખેતી યા "
"ખાણોના કામપર હોય—વેપાર યા નોકરી કરતા હોય—તેઓનો "
"ઉદ્દેશ એકજ છે. અર્થાત્ સરકારી કર્મચારીઓએ ઇચ્છવું જોઇએ "
"કે પોતે આ દેશનો રાજવહીવટ ઉત્તમ રીતે કરે.* અને તમોએ, પો- "
"તાની પુંછી ભિન્ન ભિન્ન વ્યવસાયોમાં રોકી આ દેશની સંપત્તિ "
"ચૂસી લેવી જોઇએ."

હિન્દુસ્થાનમાં ખાણોનું કામ કરવાવાળા જે અંગ્રેજ વેપારીઓ છે તેઓને પણ લૉર્ડ કર્ઝને કહ્યું હતું કે:—

"મ્હારૂં કામ રાજવહિવટ કરવાનું છે અને તમારૂં કામ આ " દેશની સંપત્તિ ચૂસી લેવાનું છે."

* એનો એ અર્થ નથી કે, સરકારી કર્મચારી પોતાની અમર્યાદિત અને અનિયંત્રિત રાજસત્તાનો ઉપભોગ ચિરકાળ લેતા રહે!

"બન્ને કાર્ય એકજ પ્રશ્ન અને એકજ કર્ત્તવ્યનાં ભિન્ન ભિન્ન રૂપ છે."*

ઉપરના વાકયોમાં એવો એક પણ શબ્દ નથી કે જેનાથી જણાય કે, આ દેશના નિવાસિઓની પ્રાર્થનાપર ધ્યાન આપી, તેઓને **સ્વરાજ્યના** કાંઇ હકકો આપી. અને તેઓને સંતુષ્ટ રાખવા અંગ્રેજોએ પ્રયત્ન કરવો. આ દેશમાં અંગ્રેજોનાં માત્ર બેજ કર્ત્તવ્ય છે—રાજ વહીવટ ચલાવવો (અર્થાત્ હિન્દુસ્થાનિયોને હમેશાં દાસત્વમાં રાખવા) અને અહિંની સંપત્તિ ચૂસી લેવી ! સારાંશ, વર્ત્તમાન શાસન-પ્રણાલી એવી રીતની છે કે બહારથી જોનારાઓને અંગ્રેજી વેપાર અને અંગ્રેજી રાજનીતિ ભિન્ન ભિન્ન જણાઇ આવે છે; પરંતુ ખરી રીતે તે બંન્ને એકજ છે. અંગ્રેજ વેપારીઓની ઉક્ત સત્તાનો પ્રતિબંધ કરી આપણા દેશની ઉન્નતિ કરવા માટે આપણા સમાજ—નાયકોએ "સ્વદેશી આન્દોલન" અને "બાયકાટ"નો ઉપાય શોધી કાઢયો છે. કોંગ્રેસદ્વારા રાજનૈતિક આન્દોલન કરવાથી આશા રાખવામાં આવે છે કે અંગ્રેજ અધિકારીઓની અનિયંત્રિત રાજસત્તા થોડી ઘણી ઓછી થઇ જશે. તેજ પ્રમાણે "સ્વદેશી આન્દોલન" અને "બાયકાટ" દ્વારા ઉદ્યોગ કરવાથી આશા રખાય છે, કે અંગ્રેજ વેપારીઓની સત્તા અને આ દેશની સંપત્તિને ચૂસવાનો યત્ન કાંઇક શિથિલ થઇ જશે. એટલું તો સિદ્ધ છે, કે કોંગ્રેસદ્વારા રાજનૈતિક આન્દોલન કરવામાં આવે. અને "સ્વદેશી" દ્વારા ઔદ્યોગિક

---

* Cf:— "My work lies in administration: Yours in exploitation. Both are aspects of the same question and of the same duty."

Lord Curzon's speech,
**at Burrakar, January 1903.**

આન્દોલન કરવામાં આવે. બન્નેનું અંતિમ પરિણામ એકજ આવશે; કારણ કે આ બન્ને બાબતો અંગ્રેજોના સ્વાર્થની વિરૂદ્ધ છે. આ બન્નેથી અંગ્રેજોની અપરિમિત સ્વાર્થબુદ્ધિનો કાંઇક પ્રબંધ થઇ જશે. સારાંશ, કોંગ્રેસ અને "સ્વદેશી" આન્દોલનના અંતિમ પરિણામમાં કાંઇ પણ ભેદ છેજ નહિ. જેઓ આ વાતને માનતાજ નથી તેઓ "સ્વદેશીના યથાર્થ ભાવને પણ સમજવાને પણ અસમર્થ છે!

અંગ્રેજ લોકો સારી રીતે જાણે છે કે "સ્વદેશી"નું પરિણામ શું આવશે! કદાચિત આ વિષયના સંબંધમાં કોઇને પણ કાંઇ ભ્રમ હોય યા સંશય હોય તો તે આપણા દેશ ભાઈઓના મનમાં જ છે. આપણાજ કેટલાક દેશભાઇ "સ્વદેશી" ના યથાર્થ ભાવને ન સમજવાથી અમને એમ ઉપદેશ આપે છે કે "સ્વદેશી" વિષયને રાજનૈતિક વિષયથી તદ્દન અલગ રાખવો જોઇએ. "સ્વદેશી"નો સંબંધ કોંગ્રેસ સમયે ન રહેવો જોઇએ; "સ્વદેશી"નો ઉદેશ માત્ર આપણા દેશના કારખાના અને વેપારની ઉન્નતિ કરવાનો છે; "સ્વદેશી"નો "બાયકાટ" સાથે કાંઇ પણ સંબંધ રાખવો નહિ જોઇએ. હવે અમે પૂછીએ છીએ કે, શું આપણા લોકો ઉપર રાજ્યકરવાવાળા અંગ્રેજ દૂધ પીતા બાળક છે, કે "બાયકાટ", "બહિષ્કાર–યોગ", "વિદેશી વસ્તુનો ત્યાગ" "રાજનૈતિક" આદિ શબ્દોને બદલે "સ્વદેશી", "સ્વદેશી વસ્તુનો વહેવાર", "આપણા વેપાર અને કારખાનાઓની ઉન્નતિ" આદી શબ્દ પ્રયોગથી ભ્રમમાં પડી જશે? શું તેઓ માત્ર શબ્દોના ઉલટસુલટ ભાવથી એમ સમજી લેશે કે અમારો પ્રયત્ન આપણા દેશના હિતને માટે નહિ કિન્તુ તે લોકો (અંગ્રેજો)ના હિતને માટે છે? શું તેઓ કોઇ એક પ્રકારના શબ્દોના ઉપયોગથીજ પ્રસન્ન થઇ જશે? નહિ, કદાપિ નહિ. જે લોકો આ ઉપાયથી અંગ્રેજોની

આંખમાં ધૂળ નાખવા ઇચ્છે, તેઓ પોતાના અજ્ઞાનથી અને પોતાની મૂર્ખતાથી ખુદ પોતાની આંખોમાં ધૂળ ફેંકી અંધ થવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઉપર લખવામાં આવ્યું છે, કે જે જે પ્રયત્ન (રાજનૈતિક હોવા યા ઔદ્યોગિક) આપણા દેશની ઉન્નતિ માટે કરવામાં આવશે તે બધા, ન્યૂનાધિક પ્રમાણમાં અંગ્રેજોના સ્વાર્થહિત વિરૂદ્ધજ થશે. ભલે પછી તે ઉક્ત પ્રયત્નોનું કોઇ પણ નામ રાખે. તમારૂં દિલ માને તો તેને કોંગ્રેસ કહો; યા "સ્વદેશી" આન્દોલન કહો, યા "બાયકાટ." આ બધા પ્રયત્નોનું જે અન્તિમ પરિણામી ફળ થશે—અને જે અન્તિમ ફળની અભિલાષા પ્રત્યેક **દેશભક્તના** મનમાં થવી જોઇએ. તે એકજ છે. તે ફળ એજ છે, કે—

"આ દેશના ગોરા અધિકારીઓની રાજસત્તા કાંઇક પણ મર્યાદિત થઇ, આ દેશના નિવાસીઓને "**સ્વરાજ્યનું** સુખ પ્રાપ્ત થશે, અને વિલાયતના ગોરા વેપારીઓની **ધનલાલસા** કાંઇક ઓછી થઇ આપણા દેશનો વેપાર આપણા ૩૨૦૦૦૦૦૦૦ કરોડ દેશ ભાઇઓના હાથમાં આવી જશે, આ અન્તિમ પરીણામની તરફ જોઇને અમને કહેવું પડે છે કે કોંગ્રેસ અને સ્વદેશીમાં કાંઇ પણ ભેદ નથી. અને આ દેશકાર્ય, પ્રત્યેક દેશહિતચિંતકે પવિત્ર કર્ત્તવ્ય સમજી કરવું જોઇએ.

# શું તેઓ આપણા ગુરૂછે ?



પ્રસ્તુત સ્વદેશી આન્દોલનમાં આ દેશનો વિદ્યાર્થીવર્ગ પણ સામેલછે. બંગાળમાં તો આ આન્દોલનનો મુખ્ય ભાર વિદ્યાર્થીઓના ઉપરજ છે. અને તેઓની સહાયતાથી તે આન્દોલનનું જોર ત્યાં ઘણુંજ વધેલું છે. આ વાતને શિક્ષા—વિભાગના અધિકારીઓ તરફથી પસંદ કરવામાં આવી નહિ. કેટલેક ઠેકાણે "સ્વદેશી" થી સંબંધ રાખવાવાળા વિદ્યાર્થિઓને (સ્કૂલ આઉટ) નિશાળથી કાઢી મૂકવામાં આવ્યા; કોઇ કોઇ ઠેકાણે દંડ કરવામાં આવ્યા, કોઇ કોઇ ઠેકાણે તેઓને પરિક્ષામાં પણ બેસવા દેવામાં આવ્યા નહિ અને તેઓને અદાલત (Court) દ્વારા શિક્ષા પણ કરવામાં આવી. કેટલીક સ્કૂલ અને કૉલેજોમાં શિક્ષણ આપવાવાળા ગુરૂ, અધ્યાપક અને પ્રિન્સીપાલ વિગેરેએ જાહેર કર્યું કે વિદ્યાર્થીઓએ સ્વદેશી આન્દોલન સાથે સંબંધ રાખવો નહિ. એટલુંજ નહિ, કિંતુ કેટલાએક તો એવી સમ્મતિ આપી કે વિદ્યાર્થીઓને કોઇ પણ રાજનૈતિક હિલચાલમાંસામેલ થવા દેવા ન જોઇએ—તેઓને રાજનૈતિક વિષયની ચર્ચા પણ કરવા દેવી ન જોઇએ. જે લોકોએ આ પ્રમાણે જાહેર કર્યું છે તેમાં કેટલાક તો **ગોરા ગુરૂ** છે અને કેટલાક **આપણા કાળા ભાઇઓ** પણ છે. આ લેખમાં અમે અમારા કાળા ભાઇઓના સંબંધમાં કાંઇ લખવા માગતા નથી; કારણ કે તેઓની ફરિયાદ આપણા ગોરા ગુરૂ ની શિક્ષા દ્વારાજ થયેલ છે. યાને ગોરા ગુરૂ મહારાજનાજ સંબંધમાં કાંઇક લખવું ઉચિત છે. અર્થાત્ આપણે વિચાર કરવો જોઇએ કે " **શું આ ગોરા લોકો ખરેખર આપણા ગુરૂ છે ?**

પહેલાં વિચાર કરવો જોઇએ કે ગુરૂ કોને કહે છે. જો ભારત વર્ષનો પ્રાચીન ઇતિહાસ જોવામાં આવે તો જણાઇ આવશે, કે તે વખતે જે લોકો દ્વારા, સમાજને, ધર્મ, નીતિ, જ્ઞાન, વિજય, શૂરતા આદિ ગુણોની શિક્ષા પ્રાપ્ત થતી હતી; અને જે લોકો દ્વારા દેશનું યથાર્થ હિત થતું હતું તેઓ અત્યંત શાંત, જ્ઞાનસમ્પન્ન, જીતેન્દ્રિય, નિસ્પૃહ, સત્યશીલ અને નિર્લોભી હતા. સંસારના ટંટા—બખેડાચો અલગ થઇ તેઓ જંગલની અંદર નિવાસ કરતા હતા. તેઓજ, તે વખતના સાચા ગુરૂ હતા. *આવી રીતના ગુરૂઆશ્રમમાં કેટલાક વર્ષો રહી જે વિદ્યાર્થીઓ શિક્ષા પ્રાપ્ત કરતા હતા તેઓના મનમાં, પોતાના ગુરૂ યા આચાર્ય વિષે, સ્વાભાવિક આદર અને પુજ્યબુદ્ધિ ઉત્પન્ન થતી હતી. આવી રીતના ગુરૂ અને આચાર્યોના આશ્રમ, વર્ત્તમાન સમયની સ્કૂલો, કૉલેજો અને યૂનિવર્સીટિઓ કરતાં ઘણાં સરસ હતાં; કારણકે ઉક્ત આશ્રમોમાં શાંતતા, સ્વાધીનતા, સમબુદ્ધિ અને નિર્લોભતાથી ચર્ચા કરવામાં આવતી હતી કે ધર્મ શું છે, અધર્મ શું છે, સ્વધર્મ પાલનથી સમાજ અને દેશનું હિત કેવી રીતે થાય છે; નીતિ કોને કહે છે, અનીતિ કોને કહે છે; રાજાનો ધર્મ શું છે, પ્રજાનો ધર્મ શું છે; જો રાજા પોતાની સત્તાનો દુરૂપયોગ કરવા માંડે તો પ્રજાએ શું કરવું જોઇએ; જો પ્રજા દુરાચારી અને કર્ત્તવ્ય પરાંગમુખ થવા લાગે તો રાજાએ શું કરવું જોઇએ; ઇત્યાદિ. આવી રીતના આશ્રમોમાં શિક્ષા મેળવી જે વિદ્યાર્થીઓ સમાજમાં આવતા હતા તેઓ તેજસ્વી,

* આવી રીતનાં ગુરૂઆશ્રમો (ગુરૂકુળો આર્ય સમાજ જેવી દેશોપકારી સંસ્થાની સરદારી હેઠળ પંજાબમાં ચાર પાચ ચાલે છે તે ઘણી શુભ શરૂઆત છે અને તેજ મુજબ આપણા ગુર્જર આર્યબંધુઓ પણ તેવા ગુરૂકુળો સ્થાપશે તો ગુર્જર પ્રજાને ઘણોજ લાભ થશે.

સ્વાધીનચિત્તવાળા અને પોતાના કર્ત્તવ્યને સમજવાવાળા હતા. મ્હોટા મ્હોટા રાજાઓ અને મહારાજાઓ પણ કોઇ કોઇ વખત, વિકટ સમયમાં, પોતાના ગુરૂ યા આચાર્યના આશ્રમમાં જતા અને તેમની સલાહ લેતા હતા. તેથી આપણા ધર્મશાસ્ત્રમાં ગુરૂને પિતાના કરતાં પણ અધિક સન્માન આપવાની આજ્ઞા કરવામાં આવી છે. જે ગુરૂ જ્ઞાનસંપન્ન, નિસ્પૃહ, પરોપકારી અને નિર્મળ અંતઃકરણના છે તેઓને જ આ માન આપવામાં આવતું હતું. આ સંસારમાં જ્ઞાન સિવાય બીજી એક પણ ચીજ પવિત્ર માનવામાં આવતી નથી. ગીતામાં લખ્યું છે કે:—

"नहि ज्ञानेन सदृशंपवित्रमिह विद्यते ।"

પરંતુ જયારે કોઇ માણસ પોતાના સ્વાર્થને માટે માત્ર પોતાનું પેટ ભરવાને માટે, ઉક્ત જ્ઞાનામૃતને વેચે છે ત્યારે તે જ્ઞાનની પવિત્રતા અને શુદ્ધતા બગડી જાય છે. હિમાલય પર્વતના શિખર ઉપરથી ઉત્પન્ન થવાવાળા ગંગાજળની તુલના કાશીની મોરીઓમાં વહેવાવાળા પાણી સાથે કરી શકાતી નથી. વિચાર કરો, આ વખત, આ દેશ વિદેશીઓનેજ આધીન છે; અને આ દેશના નિવાસીઓને શિક્ષા આપવાનું કામ તેજ વિદેશીઓના હાથમાં છે. વિદેશી રાજાઓની સ્વભાવતઃ એજ ઇચ્છા હોય છે કે જે દેશ, કોઇ પણ પ્રકારે આપણા હાથમાં આવી ગયો છે તે ચિરકાળ આપણાજ આધીન રહે અને તેના દેશ નિવાસીઓ હમેશાં આપણા ગુલામ--દાસ બની રહે. આ ઇચ્છાની સફળતાને માટે જે નીતિથી આ દેશનું રાજકાર્ય કરવામાં આવે છે તેનેજ અનુકૂળ શિક્ષાવિભાગદ્વારા લોકોને શિક્ષા આપવામાં આવે છે. અર્થાત આ દેશની સરકારી સ્કૂલો, કૉલેજો અને યુનિવર્સિટીઓમાં, સરસ્વતી દેવીને વિદેશી રાજસત્તાની દાસી બની કામ કરવું પડે છે.

યુરોપના સ્વતંત્ર દેશોની કૉલેજો અને વિશ્વવિદ્યાલયોમાં જે પ્રમાણે રાજનૈતિક વિષયોની ચર્ચા થાય છે અને દેશહિતની વાતોનો નિર્ણય કરવામાં આવે છે તે મુજબ આ દેશની કૉલેજો અને વિશ્વવિદ્યાલયમાં થવું અસંભવ છે. આપણી સ્કૂલો, કોલેજો અને વિશ્વવિદ્યાલયો હમેશાં વિદેશી સરકારને આધીન છે; અને પ્રજાને જેવી રીતે રાખવાનો સરકારનો નિશ્ચય થાયછે. તે મુજબ ઉક્ત સ્કૂલ, કોલેજ અને વિશ્વવિદ્યાલયમાં શિક્ષા આપવાનો પ્રબંધ કરવામાં આવેછે. તેનું પરિણામ એ આવ્યું કે આ દેશની સ્કૂલો, કોલેજો અને વિશ્વવિદ્યાલય આપણા વિદ્યાર્થીઓને સ્વદેશહિત અને સ્વદેશભક્તિનાં યથાર્થ તત્વોની શિક્ષા આપવાના કામ માટે તદ્દન અપાત્ર થઇ ગયેલ છે. ઇંગ્લંડ, ફ્રાન્સ; જર્મની, અમેરિકા, જાપાન આદિ સ્વાધીન દેશોમાં જે કોલેજો અને વિશ્વવિદ્યાલય છે તેઓની તરફ જોવાથી જણાઇ આવે છે કે આ દેશની કોલેજો અને વિશ્વવિદ્યાલયો, આ દેશની યથાર્થ ઉન્નતિના, પૂર્ણ વિરોધી છે. જ્યારે ઉક્ત સ્વતંત્ર દેશોમાં કોઇ પણ પ્રકારની સાર્વજનિક વિષય પર ચર્ચા થાય છે—જ્યારે કોઇ જાતીય યા રાષ્ટ્રીય આન્દોલન થાય છે—ત્યારે ત્યાંના વિશ્વવિદ્યાલય અને કોલેજોના ગુરૂઓ પણ પ્રચલિત વિષય પર પોતાની સમ્મતિ પ્રગટ કરે છે; અને જે પક્ષ તેને ન્યાય ઉચિત અને દેશહિત સાધક દેખાય છે તેના અનુયાયી થવાને તથા તેના અનુસાર વર્તણુક કરવા માટે તેઓ પોતાના વિદ્યાર્થીઓને પણ ઉત્તેજિત કરે છે. જે લોકોએ રશિયાના વર્તમાન આન્દોલનનો ઇતિહાસ બરાબર ધ્યાન પૂર્વક વાંચ્યો હશે, તેઓને ખબર હશે કે એવા આન્દોલનમાં કેટલા ગુરૂ, કેટલા અધ્યાપક અને કેટલા વિદ્યાર્થીઓ સામેલ હતા. જાપાનનો ઇતિહાસ પણ એ બાબતની સાક્ષી આપે છે કે, તે દેશના રાજનૈતિક તથા પ્રત્યેક દેશહિતૈષિ આન્દોલનમાં કોલેજોના ગુરૂઓ અને અધ્યાપકો તથા વિદ્યાર્થીઓનો પ્રધાનભાગ

રહે છે. સાચા ગુરૂ અને અધ્યાપકોનું એજ કર્ત્તવ્ય છે, કે પોતાના તરૂણ વિદ્યાર્થીને રાષ્ટ્રહિતના તત્વો સારી રીતે સમજાવે; અને યુવાવસ્થામાંજ ત્હેના મનમાં દેશહિત તથા દેશભક્તિનું બીજારોપણ કરી, તેનો સ્વભાવ એવો બનાવે કે તે પોતાની જીંદગી સુધી પોતાના કર્ત્તવ્યથી પરાંગમુખ કદી પણ નહિં થાય. જે ગુરૂ અને અધ્યાપક વિદેશી રાજાના નોકર છે, જે ગુરૂ યા અધ્યાપક વિદેશી રાજાની નીતિ અને **શિમલા–પરિષદના** નિયમાનુસાર પોતાના વિદ્યાથીઓને "પ્રજ્ઞાહત" કરી હમેશને માટે દાસત્વમ રાખવાના પ્રયત્નો કરે છે, જે ગુરૂ યા અધ્યાપક પોતાના ઉદર પોષણના લોભથી વિદેશી રાજાના શિક્ષા–વિભાગને આધીન છે, જે ગુરૂ યા અધ્યાપક પોતાના શિષ્યોને માત્ર સરકારી નોકર થવા યોગ્ય શિક્ષા આપે છે–જે ગુરૂ યા અધ્યાપક પોતાના શિષ્યોને સ્વદેશાભિમાની અને સ્વદેશભક્ત થવા માટે અટકાવે છે–તેઓ સાચા ગુરૂ નથી.

ઉકત વિવેચનથી જણાઇ આવશે કે, સ્વાધીન દેશોની કોલેજો સુની વર્સિટીના ગુરૂઓ અને અધ્યાપકો તથા શિષ્યોમાં, ભેદ શું છે. સત્ય તો એ છે, કે રાષ્ટ્રીય યા જાતીય શિક્ષાના કામમાં આપણા આ ગુરૂઓ અત્યંત નિરૂપયોગી છે; એટલુંજ નહિ, તેઓ આપણી જાતીયશિક્ષાની વિરૂદ્ધ છે. હા, એમાં તો શક નથી કે તેઓ અંગ્રેજી સાહિત્ય અને વિજ્ઞાનના મ્હોટા પંડિતો છે. શેકસપિયરના નાટકો, ટેનીસન અને વર્ડસવર્થની કવિતા, બેકન અને હકસલેના નિબંધો આદિ શિખવવા માટે તે ગુરૂઓ યોગ્ય છે; પરંતુ તેઓ આ દેશની સ્વાધીનતા અને યથાર્થ ઉન્નતિના તત્વોની શિક્ષા આપવાના કામ માટે સાચા ગુરૂ નથીજ. આ શિક્ષા, આપણા વિદ્યાર્થીઓને, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીની* માફક, દેશભકતોદ્વારા, પ્રાપ્ત થશે. આ દેશ-

---

* અને દાદાભાઇ નવરોજી, પંડિત બાળગંગાધર તીલક, લાલા લજપતરાય, બીપીનચંદ્રપાલ આદિ.

ભક્તો સિવાય અન્યને અધિકાર નથી કે આપણા વિદ્યાર્થીઓને દેશભક્તિ, સ્વદેશહિત, સ્વદેશી આન્દોલન અને દેશોન્નતિના યથાર્થ સિદ્ધાંતોની શિક્ષા આપે. આજ દેશભક્તોને ફક્ત બાબતનો હક છે કે તેઓ આપણા વિદ્યાર્થીવર્ગને શિક્ષા આપે કે જેથી આપણો દેશ દુનિયાના સભ્ય દેશોની બરોબરી કરવાનો દાવો કરી શકે અને તેઓની બરોબરી કરવાના પ્રયત્નો કરી શકે. આ શિક્ષા એવા ગુરૂદ્વારા કદાપિ પ્રાપ્ત કરી શકાતી નથી કે જેઓ વિદેશી રાજના નોકર છે. અને પોતાના જ્ઞાનનું વેચાણ માત્ર પોતાનું પાશેરનું પેટ ભરવાને માટે કરે છે. જો તેઓ આપણા સાચા ગુરૂ હોત, તો જેમ ઇંગ્લંડમાં મી. ચેમ્બરલેનના આન્દોલનમાં ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સામેલ થયા, તે મુજબ તેઓ આપણા સ્વદેશી આન્દોલનમાં આપણા વિદ્યાર્થીઓને પણ સામેલ થવા દેત; અથવા, જેમ અમેરિકા, ફ્રાંસ, જર્મની, રશિયા અને જાપાનના વિશ્વવિદ્યાલયોના ગુરૂઓ પોતપોતાના દેશહિતના વિષયોપર વ્યાખ્યાન આપે છે તે મુજબ તેઓ પણ આ દેશમાં, શહેરે શહેરમાં, સ્વદેશી આન્દોલનપર વ્યાખ્યાન આપત.

જો કે, પરદેશી રાજસત્તાને લીધે સરકારી સ્કૂલો અને કોલેજોની ઉપર્યુક્ત દશા થઇ ગઇ છે, તે એક તરફથી તો સ્વાભાવિકજ માનવામાં આવશે; પરંતુ અમે સમજી શકતા નથી કે જે પ્રાઇવેટ સ્કૂલો અને કોલેજો, ઉત્તમ શિક્ષા આપવા માટે, સ્વાર્થત્યાગ અને સ્વાલંબનના તત્વપર ખોલવામાં આવી હતી તેઓ પણ સરકારની ગુલામી કબૂલ કરી સ્વદેશી આન્દોલનથી પરાંગમુખ કેમ થઇ ગયેલ છે? આ પ્રાઇવેટ સ્કૂલો અને કોલેજોના અધ્યાપકો અને પ્રીન્સીપાલો પોતાના શિષ્યોને સ્વદેશી આન્દોલનમાં સામેલ થવા મના કરે છે. તેઓને શું કહેવું જોઇએ? શુ તેઓ આપણા ગુરૂ છે? શું

તેઓને પ્રાચીન સમયના ગુરુતુલ્ય સન્માન દઇ શકાય ? કદાપિ નહિ. જે ગુરૂ પોતાના શિષ્યોને દેશહિતની શિક્ષા નથી આપતા અને જે ગુરૂ પોતાના શિષ્યોને દેશહિતના કાર્યોથી પરાંગમુખ કરે છે તે દેશી હો યા પરદેશી, પણ તે ગુરૂપદનો અધિકારી થઈ શકતો નથી. જે ગુરૂ, અધ્યાપક યા પ્રીન્સીપાલ પોતાની પ્રાઇવેટ સ્કૂલ યા કોલેજના શિષ્યોને સ્વદેશી આન્દોલનમાં સામેલ થવા દેતા નથી તેઓ આપણા ગુરૂ નહિ પણ શત્રુ છે. આ પ્રાઇવેટ સ્કૂલો અને કોલેજોમાં સરકારી સ્કૂલો અને કોલેજો કરતાં કોઇ પણ રીતે અધિક સ્વાધીનતા, સ્વદેશભક્તિ યા સ્વદેશાભિમાન જોવામાં આવતું નથી તો "પ્રાઇવેટ" કેવી રીતે કહી શકાય ? તે પ્રાઇવેટ સ્કૂલો પુરેપુરી સરકારી તો નહિ પણ "અરધી સરકારી" તો અવસ્ય છે. આ પ્રકારની પ્રાઇવેટ—અર્ધ સરકારી—કોલેજોની કે જે સર્વસાધારણ લોકોથી એકઠા થયેલા ફંડથી ખોલવામાં આવે છે તેની આવસ્યકતાજ શું છે ? સરકારી સ્કૂલો અને કોલેજો ઓછી છે ? જે પ્રાઇવેટ સ્કૂલ અને કોલેજો માત્ર સરકારી સ્કૂલ અને કોલેજોની નકલ કરવામાંજ પુરૂપાર્થ માને છે, પોતાના ઉદ્દેશની સફળતા સમજે છે—તેઓને સર્વ સાધારણ લોકોના દ્રવ્યની સહાયતા શામાટે આપવામાં આવે ? જે સ્વદેશી આન્દોલનની આગ આખા હિન્દુસ્થાનમાં ઝલકી રહી છે, જે સ્વદેશી આન્દોલનનો પ્રસાર કલકત્તાની એક પ્રાઇવેટ કોલેજના પ્રિન્સીપાલ ખુદ પોતે કરી રહેલ છે અને જે આન્દોલનમાં પોતાના શિષ્યોને સામેલ કરવાનું અનુચિત સમજતા નથી, એજ આન્દોલનથી જે પ્રાઇવેટ સ્કૂલ અને કોલેજોના પ્રોફેસર અને પ્રીનસીપાલો પોતાના શિષ્યોને પરાંગમુખ રાખવાનો પ્રયત્ન કરે છે તેને સર્વ સાધારણ લોકોના દ્રવ્યથી કેમ ચલાવવામાં આવે ?

કેટલાએક કહે છે કે આનાથી સ્કૂલ અને કોલેજની મર્યાદા, નિયમ યા "ડિસિપ્લિન" નો ભંગ થાય છે. અમે એ જાણવા માગીએ

ીએ કે 'ડિસિપ્લન ' નો અર્થ શું છે ? જો કોઇ વિદ્યાર્થી નિત્ય સ્નાન, સંધ્યા અને પુજા કરે; અથવા પોતાના જાતભાઇઓને ઘેર ભોજન કરવા જાય, અથવા પોતાના માતાપિતાની આજ્ઞા પાલે; એ મુજબ ધાર્મિક, સામાજિક, વ્યાવહારિક, નૈતિક આદિ કામો કરે, તો શું " ડિસિપ્લિન " નો ભંગ કહેવામાં આવશે? નહીં. ત્યારે હવે પ્રશ્ન એ છે કે, જે વિદ્યાર્થી પોતાના દેશની ઉન્નતિના કોઇપણ કાર્યમાં સામેલ થાય તો તેને 'ડિસિપ્લન ' ની વિરુદ્ધ કેમ કહી શકાય ! સારાંશ, જે ગુરૂઓ ખુદ પોતે દેશહિત કરવા ઇચ્છતા નથી તેઓજ "ડિસિપ્લન" આદિ બહાના કહાડી પોતાના શિષ્યોને પણ દેશહિતના કામમાં રોકે છે. તેથી અમારૂં એજ કહેવું છે કે આ લોકો આપણા ગુરૂઓ નથીજ.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે, આ દેશમાં, સરકારી સ્કૂલો અને કોલેજો હોવા છતાં પ્રાઇવેટ સ્કૂલો કેમ ખોલવામાં આવી. લોર્ડ રીપનના સમયમાં શિક્ષા–વિષયક એક કમીશન શરૂ થયું હતું. આ કમીશને સમ્મતિ આપી હતી કે લોકોને પ્રાઇવેટ નિશાળો ઉઘાડવાને ઉત્તેજન આપવામાં આવવું જોઇએ. તે વખતે, ભારત–સરકાર એમ સમજતી હતી કે આ દેશમાં શિક્ષાનો જેટલો પ્રસાર કરવાનો સરકારનો ઇરાદો છે તેટલો પ્રસાર પ્રાઇવેટ નિશાળોની સહાયતા વિના થઇ શકશે નહિ. તેથી શિક્ષણનો ભાર લોકોએ પોતે પોતાના ઉપરજ લેવો જોઇએ. પરંતુ ધ્યાન રાખવું જોઇએ કે પ્રાઇવેટ નિશાળો સરકારી નિશાળોની રૂઢીપર હોવી ન જોઇએ. તે માત્ર સરકારી નીશાળોની નકલ કરે—તે સરકારી નીશાળોના પ્રતિબિમ્બ સ્વરૂપ બનવી ન જોઇએ ; કિંતુ સરકારી નિશાળોની અંદર જે અભાવ હોય તેની પુર્તિ કરે—સરકારી નિશાળોની શિક્ષા પ્રણાલીમાં જે દોષો હોય તેને દુર કરી—જે બાબતો સરકારી નિશાળોમાં શિખવવામાં

આવતી નથી તે શિક્ષાનો સારી રીતે પ્રબંધ કરે. અર્થાત્ સરકારી નિશાળોમાં જે સ્વાધીનતાની શિક્ષા આપવામાં આવતી નથી તેજ શિક્ષણનો વિશેષયત્ન પ્રાઇવેટ નિશાળોમાં કરવો જોઇએ. આ ઉચ્ચ હેતુઓ સફળ થવા માટે પુના, કલકતા, બનારસ આદિ સ્થાનોપર પ્રાઇવેટ કોલેજો ખોલવામાં આવી છે. અર્થાત્ આપણા દેશીભાઇઓને સ્વતંત્ર અને ઉદાર શિક્ષણ આપવા માટે, આ દેશના અનેક સુશિક્ષિત યુવકોએ સ્વાર્થત્યાગ કરેલ છે અને ઉકત સંસ્થાઓની સેવાકરવા માટે આત્માર્પણ રૂપ કરેલ છે. આ ઉચ્ચ હેતુ સફળ થવા માટે આ દેશ સાધારણથી માંડીને મ્હોટા મ્હોટા શ્રીમંતો સુધી, બધાયે, પોતપોતાની શક્તિને અનુસરી દ્રવ્યદ્વારા સહાયતા આપેલ છે. જે શિક્ષણ સરકારી સ્કૂલો અને કોલેજોમાં આપવામાં આવેછે તેવું નકામું અને નિરૂપયોગી શિક્ષણ આપવા માટે આ કોલેજો સ્થાપિત થયેલ નથી. લૉર્ડ રીપન પછી ભારત—સરકારની બુદ્ધિ ધીરે ધીરે બગડવા લાગીછે. જે મહા પુરૂષોએ હિન્દુસ્થાનિયોને યુરોપની ઉદાર શિક્ષા આપવાનો પ્રયત્ન કર્યો હતો તેઓ કહેતા હતા કે " જ્યારે ઉદાર શિક્ષાદ્વારા લોકોના મન સુસંસ્કૃત થઇ હિન્દુસ્થાનીઓ પોતાના હકોને બરાબર રીતે જાણવા માંડે, એ દિવસ ઇંગ્લંડના ઇતિહાસમાં **સુદિન** સમજવામાં આવશે." આ વાત લૉર્ડ કર્ઝનને પસંદ નહોતી. તેણે પોતાની રાજસત્તાના બળથી એક કાયદો ઘડી કહાડયો કે જેથી આ દેશની બધી શિક્ષણસંસ્થાઓ સરકારને આધીન થઇ ગઇ. જે પ્રાઇવેટ સ્કૂલો અને કોલેજો સ્વતંત્ર અને ઉદાર શિક્ષા આપવા માટે ખોલવામાં આવી હતી તે પણ સરકારની ઉક્ત નીતિને શરણ થઇ ગઇ. આ સ્કૂલો અને કોલેજોને, પહેલેથી, ગ્રાન્ટ-ઇન—એડ ( સરકારી સહાયતા ) નાં નિયમોથી બાંધી લેવામાં આવી હતી. તેઓની થોડી ઘણી પણ સ્વાધીનતા હતી તે પણ લૉર્ડ કર્ઝ-

નની કૃપાથી નષ્ટ થઇ ગઇ. ખરી રીતે જોતાં આ પ્રાઇવેટ સ્કુલો અને કોલેજો સરકારી યા અર્ધસરકારી છે. શું આવી રીતની પ્રાઇવેટ કોલેજોના શિક્ષણથી આપણા વિદ્યાર્થીવર્ગના સ્વપ્નામાં પણ સ્વદેશભક્તિ, સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિ જોવામાં આવશે ?

જે દેશમાં ન્યાય કરવાવાળો ન્યાયાધીશ અને શિક્ષણ આપનાર ગુરૂ રાજસત્તાધિકારીઓના આધીન રહેછે તે દેશમાં બરાબર ન્યાય પણ થતો નથી, તેમ સત્ય વિદ્યા પણ પ્રાપ્ત થઇ શકતી નથી. ન્યાય દેવતાની સ્વાધીનતા અને ગંભીરતા, તથા સરસ્વતી દેવીની રમણીયતા તથા મહિમા ત્યારેજ પવિત્ર રહી શકે છે કે જ્યારે તે રાજસત્તાધિકારીઓનાં દાસ યા દાસી ન હોય. વિજયી લોકો, પરાજિત લોકોને, રાષ્ટ્રધર્મના સ્વતંત્ર તત્વોની શિક્ષા આપે એ બાબત તો મનુષ્ય સ્વભાવથીજ વિરૂદ્ધ છે. આ સર્વ બાબતોનો ખૂબ વિચાર કરી અમે એજ નિશ્ચય કર્યો છે, કે સરકારી કોલેજોના તેમજ પ્રાઇવેટ કોલેજોના અધ્યાપકો અમારા **ખરા ગુરૂ નથીજ.**

જાપાનના ઇતિહાસપરથી જણાઇ આવે છે કે જાપાની વિદ્યાર્થીઓએ યુરોપની વિદ્યા વિદેશિઓદ્વારા પ્રાપ્ત કીધી; હતી પરંતુ સ્વદેશ ભક્તિ, સ્વદેશાભિમાન, સ્વદેશ પ્રીતિ અને સ્વદેશોન્નતિની શિક્ષા તેઓએ ફુકુઝાવા, ટોગો, ઇટો, આદિ અનેક જાપાની–વિરો (અર્થાત્ પોતાના દેશ ભાઇઓ) દ્વારા પ્રાપ્ત કીધી છે. શું આ ઉદાહરણપરથી આપણે કાંઇ પણ શિક્ષા લેવી ન જોઇએ ?

હિરણ્યકશ્યપ અને તેના પુત્ર પ્રલ્હાદની પૌરાણિક કથા પ્રસિદ્ધ છે. હિરણ્યકશ્યપે પ્રલ્હાદના શિક્ષણને માટે પોતાના મતાનુસાર અનેક ગુરૂઓ નિયત કરેલા હતા. પરંતુ પ્રલ્હાદના મનમાં જે શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ તરફ પ્રીતિ હતી, તેજ વિષયનું શિક્ષણ તે ગુરૂઓમાંથી એક પણ ગુરૂએ આપ્યું નહિ. તે વખતે તેણે જે કાંઇ

કહ્યું છે તેનું વર્ણન વામન પંડિત નામના કવિએ મરાઠીમાં નીચે મુજબ કર્યું છેઃ—

हे तों गुरू पापतरू म्हणावे ।
अंधाहुनी अंध असे गणावे ॥
दे प्रीति कृष्णीं गुरू तोच साच ।
श्रुत्यर्थ इत्यर्थ असे असाच ॥

**ભાવાર્થ**—આ ગુરૂ પાપતરૂ (પાપ વૃક્ષ) છે. તેને અંધ કરતાં પણ વધારે અંધ સમજવો જોઇએ. જે ગુરૂ શ્રી કૃષ્ણના સંબંધમાં શિક્ષા આપે એજ ગુરૂ સાચો છે—એજ શ્રુતિનો અર્થ છે. જેમ કે પ્રલ્હાદના ઉકત ગુરૂઓ કૃષ્ણભકિતવિષયક શિક્ષા આપવાના કામ માટે નિરૂપયોગી હતા; તેમજ આપણા વર્ત્તમાન સમયના ગુરૂઓ પોતાના શિષ્યોને સ્વદેશભકિતની શિક્ષા આપવા માટે નિરૂપયોગી છે. અને કૃષ્ણભકિતની ઇચ્છા રાખનાર પ્રલ્હાદે પોતાના પિતાએ રાખેલ ગુરૂઓની પરવા ન કરી, તેમ આપણા દેશાભિમાની તરૂણોએ પણ પોતાના અધ્યાપકોની કાંઇ પણ પરવા કરવી ન જોઇએ. જો આમ કરવામાં આવશે નહિ તો પરિણામ એ આવશે કે હિન્દુસ્થાનિઓને દાસત્વમાંજ પોતાનું જીવન વ્યતીત કરવું પડશે. મનુએ સ્ત્રિઓના સંબંધમાં લખ્યું છે કેઃ—

" पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रास्तु स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति " ॥

અર્થાત્—ન્હાનપણમાં પિતાને આધીન, યુવાવસ્થામાં પતિને આધીન અને વૃધ્ધાવસ્થામાં પુત્રને આધીન રહી સ્ત્રીઓએ પોતાનું જીવન વ્યતીન કરવું જોઇએ; તેણે સ્વાધીનતાથી રહેવું ઉચીત નથી. આ નિયમ સરકારી શિક્ષા પ્રણાલીને અનુસરી આપણા લોકો માટે બજાવવામાં આવેલો છે. આ રાજનીતિનો નીચે લખેલો શ્લોક ધ્યાનમાં રાખવા યોગ્ય છેઃ—

**बाल्ये राजगुरुर्यंता यौवने भृतिदो नृपः**
**ततः पेन्शनदाता च न हिंदुः प्रभुरात्मनः ॥**

અર્થાત્—હિન્દુસ્થાનિઓએ બાલ્યાવસ્થામાં વિદ્યાર્થી દશા હોવાને લીધે, રાજસત્તાધિકારીઓને આધીન રહેવું જોઇએ; અને વૃદ્ધાવસ્થામાં **પેન્શન** મેળવવા માટે સરકારની **હાજી હા** માં રહેવું જોઇએ. આ રાજનીતિનો નીચે લખેલો શ્લોક ધ્યાનમાં રાખવા યોગ્ય છે:—

અર્થાત્—હિન્દુસ્થાનિઓએ બાલ્યાવસ્થામાં વિદ્યાર્થી દશા હોવાને લીધે, રાજસત્તાધિકારીઓને આધીન રહેવું જોઇએ; અને વૃદ્ધાવસ્થામાં **પેન્શન** મેળવવા માટે સરકારની **હાજીહા**માં રહેવું જોઇએ. કોઇ હિન્દુસ્થાની પોતાના આત્માનો પ્રભુ થઇ શકયો નથી, તે પોતાના મનનો માલીક, ખુદ મુખત્યાર યા સ્વતંત્ર થઇ શકતો નથી. તેણે પોતાનું આખું જીવન દાસત્વમાંજ વ્યતીત કરવું જોઇએ. અફસોસ ! અફસોસ !! કે આ બાબતો આપણા દેશીભાઇઓના ધ્યાનમાં આવતી નથી ! જે ગુરૂઓ ફકત નીતિને અનુસરી આપણા તરૂણવર્ગને શિક્ષણ આપે છે તે ખરેખરા આપણા ગુરૂ નથી. તેઓની સહાયતાની ઇચ્છા ન કરતાં આપણે પોતાનું કર્તવ્ય કરવું જોઇએ.

શું આપણે આપણા બાળકોને એટલા માટે સરકારી નિશાળોમાં મોકલીએ છીએ કે તેઓના હૃદયમાં સ્વદેશભક્તિનું બીજ રોપવામાં ન આવે ? જે ગુરૂ પરાધીન થઇ સ્વાર્થ, લોભ, મોહ યા બુદ્ધિભ્રંશથી આપણા બાળકોને રાષ્ટ્રહિત અને દેશભિકિતની શિક્ષા નથી આપતા તેને અમે ગુરૂ સમજતા નથી. જે કોઇ શિષ્ય આવા ગુરૂની આજ્ઞા પાલન ન કરે, તો તે આજ્ઞાભંગનો દોષિત ઠરતો નથી.

---

# આક્ષેપ—નિવારણ.

સ્વદેશી આન્દોલને અત્યાર સુધી કેટલાએક રંગ બદલ્યા છે જેથી હેની સાથે બીજા અનેક વિષયો પણ સામેલ થઇ ગયા છે. હેમાંના પ્રધાન વિષયોનું સંક્ષિપ્ત વિવેચન આગળ કહી ગયા છિએ. આ આન્દોલનની ઉપયુકતતા અને મહત્વ, ભિન્ન ભિન્ન લોકો ભિન્ન ભિન્ન રીતે સ્થાપિત કરી રહ્યા છે. સર્વે લોકોને એવો નિશ્ચય જણાય છે કે "સ્વદેશી વસ્તુનો સ્વિકાર કરવો અને વિદેશી વસ્તુનો ત્યાગ કરવો જોઇએ." રાજકોટના બારીસ્ટર મી૦ પંડીતનું કહેવું એવું છે કે—સ્વદેશીથી દુર્ભિક્ષનું નિવારણ થઈ શકશે, કારણ કે જ્યારે આ આન્દોલનોથી દેશી વેપારની ઉન્નતિ થશે ત્યારે ખેતી ઉપરજ નિર્વાહ કરવાવાળા લોકોની સંખ્યા ઓછી થઇ જશે અને ગામેગામ ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ થવા લાગશે. આ આન્દોલનથી નૈતિક લાભ પણ થશે; કેમકે આ એક સ્વાલંબનનો માર્ગ છે. સારાંશ, રાજનૈતિક, ઔદ્યોગિક, સામાજિક, નૈતિક આદિ અનેક પ્રકારે આ આન્દોલન લાભદાયકજ છે. આટલું થવા છતાં પણ કેટલાક હરિના લાલ આ ઉપયોગી આન્દોલનની વિરૂદ્ધ ટેંટેં કરી રહ્યા છે. આ લોકોના આક્ષેપોના ઉત્તર આગળ આવી ગયા છે પરંતુ હેમાંના પ્રધાન વિષયનું ખંડન અહિં કરવામાં આવે છે.

ઘણુંખરા લોકોનું કહેવું એવું છે કે, "આ આન્દોલનના લીધે દેશી વસ્તુઓ ઘણી મોંઘી થઇ ગઇ છે; અને મોંઘી વસ્તુ ખરીદવાથી અમોને ઘણું નુકસાન થાય છે." આ આક્ષેપનો એક ભાગ સત્ય છે. તે એ છે કે સ્વદેશી આન્દોલનના લીધે, હાલમાં, સ્વદેશી વસ્તુઓના ભાવ કાંઇક વધી ગયા છે; પરંતુ તે આક્ષેપનો બીજો ભાગ—

અર્થાત્ મોંઘી સ્વદેશી વસ્તુઓ ખરીદવાથી આપણને નુકસાન થાય છે—એ તદ્દન અસત્ય છે. યુરોપના કોઇ પણ દેશોનો સામ્પત્તિક ઇતિહાસ જુઓ, તો એજ જણાશે કે દરેક દેશમાં, પોતપોતાની સામ્પત્તિક ઉન્નતિ કરવા, પોતાના વેપારને ઉત્તેજિત કરવા, વિદેશી વસ્તુઓપર કર લગાડવામાં આવે છે. આ કામ દરેક દેશની સરકાર (ગવર્નમેન્ટ)નું છે. પરંતુ આ દેશ અંગ્રેજ સરકારને આધીન છે; તેથી તે લોકો વેપારની રક્ષા અને ઉન્નતિને માટે વિદેશી વસ્તુઓપર કર નાખવા ઇચ્છતા નથી. આવી અવસ્થામાં જે કાર્ય સરકારી કર નાંખવાથી સિદ્ધ થાય છે તેજ કાર્ય સાધારણ લોકોની સ્વદેશી-વહેવારની પ્રતિજ્ઞાથી સિદ્ધ થતું જાય છે. જ્યારે પોતાના દેશની ઉન્નતિ માટે લોકો સ્વદેશી વહેવારની પ્રતિજ્ઞા કરી લે છે, ત્યારે એમજ સમજવું જોઇએ કે તે લોકો, વિદેશી વસ્તુપર સરકારી કર નાખવાથી જે ફળ થાય તેનો સ્વિકાર કરવા માટે ઘણી ખુશીથી તૈયાર છે. જ્યારે વિદેશી વસ્તુઓપર સરકારની તરફથી કર નાખવામાં આવે છે ત્યારે તે ચીજો મોંઘી થઇ જાય છે અને હેના ખરીદનારાઓને એક પ્રકારનો ટેકસ (કર) આપવો પડે છે; અને જ્યારે લોકો ખુદ પોતાની રાજીખુશીથી સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞા કરે છે ત્યારે પણ દેશી વસ્તુઓ મોંઘી થઇ જાય છે અને હેના ખરીદનારાઓને એક પ્રકારનો ટેકસ (કર) આપવો પડે છે. આથી કઇ બાબતથી દેશને નુકશાન પહોંચે છે તે અમારી સમજણમાં આવતું નથી. અર્થશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે જ્યારે કોઇ દેશના વેપારની રક્ષા અને ઉન્નતિ કરવી હોય, તો વિદેશી વસ્તુ પર—અર્થાત હેના ખરીદનારાઓ પર—તે દેશના લોકોપર—કર નાખવો પડે છે. આપણા સ્વદેશી આન્દોલનથી સ્વદેશી વસ્તુઓ મોંઘી થઇ ગઇ છે તેથી એમજ સમજવું જોઇએ કે, "આપણને આપણા દેશના વેપારની રક્ષા અને

ઉન્નતિને માટે આપણી રાજી ખુશીથી કર આપવો પડે છે. આથી દેશને કાંઇ પણ નુકસાન થઇ શકતું નથી. આપણે માની લઇએ કે જે વિદેશી વસ્તુ આપણને ૧1) રૂપિયામાં લેવી પડે છે–અર્થાત્ આપણને ચાર આના વધારે આપવા પડે છે. આ હિસાબે જો પાંચ કરોડ રૂપિઆનો સ્વદેશી માલ ખરીદવામાં આવે તો ગ્રાહકને એક કરોડ રૂપિયા વધારે આપવા પડશે. આથી કેટલાએક કહે છે કે સ્વદેશી આન્દોલનથી નુકસાન થાય છે. પરંતુ તેઓ વિચારપૂર્વક જોતા નથી કે, પાંચ કરોડનો સ્વદેશી માલ ન લેતાં જો ચાર કરોડનો વિદેશી માલ લેવામાં આવે, તો આ ચાર કરોડ રૂપિયા વિલાયત ચાલ્યા જશે; અને જો ચાર કરોડના વિલાયતી માલને બદલે પાંચ કરોડનો સ્વદેશી માલ લેવામાં આવે તો તે રૂપિયા અહિંજ–આ દેશીમાંજ રહેશે. ચાર કરોડનો વિલાયતી માલ લેવા બદલે પાંચ કરોડનો સ્વદેશી માલ લેવાથી આ દેશને એક કરોડનું નુકસાન થશે; એમ કહેવામાં કાંઇ પણ સત્યનો અંશ છેજ નહિ. હા, ગ્રાહકોને સ્વદેશી વસ્તુ ખરીદવાથી એક કરોડ રૂપિયા વધારે આપવા પડશે એમાં કાંઇ પણ સંદેહ નથી. યાદ રાખવું કે આ એક કરોડ રૂપિયા કોઇ બીજા દેશામાં ન જતાં આ દેશમાંજ રહી જાય છે; અને અર્થ–શાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર, આ દ્રવ્ય, નવા નવા કારખાનાઓ ખોલવાની વખતે થાપણનું કામ કરે છે. સ્વદેશી આન્દોલનથી દેશી–વસ્તુના વહેવારની પ્રતિજ્ઞાથી–અને વિદેશી વસ્તુપર કર નાખવાથી, દેશી વેપારને ઉત્તેજન આપવામાં આવે છે તેનો આજ માર્ગ છે. આ ઉદ્દેશની સરલતા માટે બીજો કોઇ માર્ગ છેજ નહિ. જ્યારે વિદેશી વસ્તુપર કર નાખવાથી યા સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞાથી વસ્તુઓની કિમ્મત વધી જાય છે, ત્યારે કારખાનાવાળાઓને ઘણોજ નફો થાય છે, અને તે નફો આ દેશને ફાયદારૂપ થઇ તે થાપણરૂપે

નવા નવા કારખાનાઓ કાઢવા માટે રોકવામાં આવે છે. આથી તે વસ્તુનો જથ્થો પણ વધી જાય છે અને તેથી કિમ્મત પણ પૂર્વવત થઇ જાય છે. આવી રીતે જ્યારે કારખાનાવાળાઓને ઘણોજ નફો મળે છે ત્યારે દેશમાં નવા નવા કારખાનાઓ પણ કાઢવામાં આવે છે અને દેશી વસ્તુ ઘણીજ બનવા લાગે છે, અને તેની કિમ્મત પણ ઘટી જાય છે. જે લોકો એમ કહે છે કે સ્વદેશી આન્દોલનથી દેશી વસ્તુની કિમ્મત વધી જાય છે અને તેથી દેશનું નુકસાન થાય છે; તો અમારે તે લોકોને કહેવું પડશે કે તેઓ અર્થશાસ્ત્રના ઉક્ત નિયમ વિષે પોતાનું અજ્ઞાનપણુંજ બતાવી રહેલ છે. સ્વદેશી આન્દોલન--સ્વદેશી વસ્તુના વહેવારની પ્રતિજ્ઞા---અને સંરક્ષિત વેપારનીતિ એ એકજ બાબત છે. માત્ર આ બે કૃત્રિમ ઉપાય છે કે જે દ્વારા આપણે આપણા દેશના વેપારની ઉન્નતિ કરી શકીએ છીએ. સંરક્ષિત વેપારનીતિનું અવલંબન કરવું એ સરકારને આધીન છે એમ સર્વ કોઇ જાણે છે; પરંતુ સ્વદેશી આન્દોલન—સ્વદેશી વસ્તુનો વહેવાર—આપણાજ હાથમાં છે. આ આન્દોલનથી યત્ર ક્વાચિત સ્વદેશી ચીજોની કિમ્મત વધી જાય તો એમજ સમજવું જોઇએ કે અર્થશાસ્ત્રની ક્રિયાનો આરંભ થયો છે અને તેનું પરિણામ પણ તે શાસ્ત્રના સિદ્ધાંતાનુસાર, આપણા દેશના વેપારને માટે, અત્યંત લાભદાયી થશેજ.

---

# આપણો વેપાર-પાયમાલ કેમ થયો ?



પ્રાચીન સમયમાં આ દેશનો વેપાર ઘણીજ સારી દશામાં હતો. યુરોપના કવિઓ, અને લેખકોએ આ દેશની કારીગરી, કળા કૌશલ્ય અને વૈભવની ઘણીજ પ્રશંસા કરી છે. તે વખતે, આ દેશની વસ્તુઓ, દુનિયાના બધા ભાગોમાં મોકલવામાં આવતી હતી; અને તે બીજા દેશની ચીજો કરતાં વધારે પસંદ કરવામાં આવતી હતી. એ વખતે બંગાળ પ્રાંતમાંથી ૧૫૦૦૦૦૦૦૦ રૂપિયાનું કાપડ દરસાલ પરદેશ મોકલવામાં આવતું હતું. પટણામાં ૩૩૦૪૨૬ સ્ત્રિઓ, શાહાબાદમાં ૧૫૯૫૦૦ સ્ત્રિઓ, ગોરખપુરમાં ૧૭૫૬૦૦ સ્ત્રિઓ ચરખા ઉપર સુતર કાંતી ૩૫૦૦૦૦૦ રૂપિયા કમાતી હતી. તેમજ દીનાપૂરની સ્ત્રિઓ ૯૦૦૦૦૦ અને પુર્નિયા જીલ્લાની સ્ત્રિઓ ૧૦૦૦૦૦ રૂપિયાનું સુતર કાંતવાનું કામ કરતી હતી. ઇ. સ. ૧૭૫૭ માં જ્યારે લૉર્ડ ક્લાઇવ મુર્શિદાબાદ ગયો હતો ત્યારે તે વિષે તેણે લખ્યું હતું કે "આ શહેર લંડનની માફક વિસ્તૃત, આબાદ અને ધનવાન્ છે; આ શહેરના લોકો લંડનના કરતાં પણ વધારે માલદાર છે.* પરંતુ જ્યારથી અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યારથી તે લોકોએ આપણા વેપારને નષ્ટ કરવાનો ઉદ્યોગ આરંભ્યો. ઇસ્ટ ઇંડીયા કંપનીના અમલની શરૂઆતમાં, અંગ્રેજોએ, આ દેશના વણકરો અને વેપારીઓપર જે જુલમ કર્યો હતો તેનું વર્ણન અંગ્રેજી ગ્રંથોમાંજ જોવામાં આવે

---

* Cf. :—"This city is as extensive populous and rich as the city of London, with this difference—that there are individuals in the first possessing infinitely greater property than in the last city."

છે. તે વખતે, આપણા વણકરોને સ્વતંત્રતાપૂર્વક કપડાં પણ વણવા દેતા નહોતા, તેમજ વણેલા કપડાંઓને વેચવા પણ દેતા નહોતા. આવી હાલત બીજા રોજગારીઓની પણ હતી. નવાબ મીરકાસીમે ઇ૦ સ૦ ૧૭૬૨ માં ગવર્નર સાહેબને જે પત્ર મોકલ્યો હતો તેમાં અંગ્રેજ વેપારીઓના સંબંધમાં લખ્યું છે કે:—

„They forcibly take away the goods and commodities of the Reiats, merchants &c. for a fourth part of their value; and by ways of violence and oppressions they oblige the Reiats &c. to give five rupees for goods which are worth but one rupee."

**ભાવાર્થ**—તે લોકો રૈયત અને વેપારીઓનો માલ જબરજસ્તીથી લે છે, અને માત્ર ચોથા ભાગની કિમ્મત આપે છે. જે ચીજની કિમ્મત માત્ર એક રૂપિયો છે તેને માટે તે લોકો, જબરજસ્તીથી અને જૂલ્મ કરીને, પાંચ રૂપિયા લઇ લેતા હતા.

"Considerations of Indian Affairs." નામના ગ્રંથમાં, "વિલયમ બોલ્ટ સાહેબ લેખ છે કે ખરેખર, કમ્પની જે રીતે હિન્દુસ્થાનમાં "વેપાર કરી રહી છે તે જૂલમ અને ઉપદ્રવનો એક તાદૃશ્ય ચિતાર છે કે "જેનું પરિણામ પ્રત્યેક વણકર અને કારીગરો પર દેખાઇ આવે છે. "અંગ્રેજ લોકો આ દેશમાં ઉત્પન્ન થવાવાળી પ્રત્યેક વસ્તુનો ઠેકો " monopoly લઇ લે છે અને પોતાની રાજીખુશીથી તેનો ભાવ "મુકરર કરી લેછે. જ્યારે ત્હેમનો ગુમાસ્તો કોઇ ગામમાં આવે છે, "ત્યારે તે પોતાના માણસો મોકલીને તે ગામના દલાલો અને "વણકરોને પોતાની પાસે બોલાવેછે અને તેઓને કેટલાક રૂપિયાની " લાલચ આપી એક કાગળ (ખત) પર લખાવી લે છે કે આટલો

"માલ," આટલા દિવસમાં આ ભાવથી આપવામાં આવશે.
"આ કામ વણકરોની રાજીખુશીથી (રજા લઇને) કરવામાં આવતું
"નહોતું. કમ્પનીના ગુમાસ્તાઓ પોતાની ઇચ્છાનુસાર વણકરો પાસે
"પોતાની મનમાનતી સરતો લખાવી લેતા હતા. જો કોઇ પૈસાની
"લાલચનો ઇન્કાર કરે તો તેની કમરપર પૈસા બાંધવામાં આવતા હતા
"અને તેને કોરડાઓ મારી કચેરીમાંથી બહાર કાઢવામાં આવતા હતા.
"ઘણા ખરા વણકરોના નામો કમ્પનીના રજીસ્ટરમાં લખી રાખેલા
"હોય છે. તેઓને કોઇ બીજા માણસનું કામ કરવાની પરવાનગી
"આપવામાં આવતી નથી. ખરેખર! આનું અંતિમ ફળ એજ આવે
"છે કે બિચારા વણકરો ઠગાઇ જાય છે! જે વસ્તુની કિમ્મત જાહેર
"બજારમાં ૧૦૦ રૂપિયા આવતી હતી તેને બદલે માત્ર ૫૦—૬૦
"રૂપિયા આપવામાં આવતા હતા. જ્યારે વણકરો આવી રીતની
"જૂલ્મી સરતો પૂરી કરી શકતા નહોતા, જ્યારે લખતની સરતો
"માફક માલ તૈયાર કરી શકતા નહોતા—ત્યારે તેઓની બધી ઇસ્કા-
"મત છીનવી લેવામાં આવતી છે અને ત્હેને વેચી કમ્પનીના રૂપિયા
"વસુલ કરવામાં આવતા હતા. રેશમનું કામ કરવાવાળાઓની સાથે
"એટલો બધો અન્યાય રતા કે તે બિચારા લોકોએ, પોતાને
"રેશમ વણવાનું કામ કરવુંજ ન પડે, એવા હેતુથી પોતાના હાથના
"અંગુઠા પણ કાપી નાખ્યા હતા!"

આવી રીતે અનેક અન્યાયી, કઠોર અને જૂલ્મી ઉપાયોથી અંગ્રેજોએ આ દેશના વણકરો અને અન્ય કારીગરોનો ધંધોરોજગાર બંધ કરી દીધો.

ઇ૦ સ૦ ૧૭૬૫ માં આ દેશમાં ઇસ્ટ ઇંડિયા કમ્પનીની રાજ્યનીતિનો અસ્ત થઇ પાર્લામેન્ટ સભાની વ્યવસ્થિત રાજનીતિનો

આરંભ થયો ત્યારથી આપણા વેપારને નષ્ટ કરવા માટે ઉપર્યુક્ત જૂલ્મી ઉપાયો બંધ થઇ, વ્યવસ્થિત અને સભ્યતાના ઉપાયોની યોજના થવા લાગી. અર્થાત આ દેશના વેપારની બરબાદી કરવા માટે ઇંગ્લંડના લોકો કાયદા બનાવવા લાગ્યા ! "કમ્પનીના ડાયરેક-
"ટરોએ હુકમ કર્યો કે બંગાળના લોકોને રેશમના કપડા વણવાના
"કામથી રોકવા જોઇએ. ત્યાંના લોકો માત્ર કાચું રેશમ તૈયાર કરે.
"આ રેશમના કપડાંઓ ઇંગ્લંડના કારખાનાઓમાં વણાવવામાં
"આવશે. રેશમ લપેટવાવાળાઓએ કમ્પનીનાજ કારખાનામાં કામ કરવું
"જોઇએ. જો તેઓ બહાર (કોઇ બીજી જગ્યાએ) કામ કરશે તો
"તેઓને સખત સજા કરવામાં આવશે."

સારાંશ, અંગ્રેજ લોકોએ આ દેશના વણકરોને કહ્યું કે, "તમે કપડાં વણવાનું કામ છોડી દો; માત્ર અમને કાચો માલજ તૈયાર કરી આપો અમે તમારે માટે કપડાં વણી આપીશું." આ હુકમ ઘણી સખતાઇથી અમલમાં આવવા લાગ્યો અને તેનું પરિણામ એ આવ્યું કે ભારતવર્ષમાં માત્ર કાચો માલજ તૈયાર થવા લાગ્યો અને તે બધો ઇંગ્લંડના કારખાનાઓમાં જવા લાગ્યો. અહિંયાં, ભારત વર્ષના કારિગરો રસાતળ જઇ પહોંચ્યા "ભારતવર્ષનો વેપાર માટીમાં મળી ગયો અને ઇંગ્લંડના કારખાનાવાળાઓ માલામાલ થઇ ગયા—અંગ્રેજોનો વેપાર ખુબ વધવા લાગ્યો.

ઇંગ્લંડમાં કંપનીના કારોબારની તપાસ થવા માંડી, પહેલી તપાસ ઇ૦ સ૦ ૧૭૯૩ માં થઇ; પરંતુ હિન્દુસ્થાનની આર્થિક દશાને સુધારવાનો કોઇ પણ પ્રયત્ન કરવામાં આવ્યો નહિ. બીજી તપાસ ઇ૦ સ૦ ૧૮૧૩ માં થઇ. તે વખતે એક ખાસ કમીશન નીમવામાં આવ્યું હતું અને હેસ્ટીંગ્સ, મનરો, માલકમ આદિ મ્હોટા મ્હોટા અમલદારોની સલાહ લેવામાં આવી હતી. ભારતવર્ષની આર્થિક

દશાની ઉન્નતિ કેવી રીતે કરવામાં આવે તેટલા માટે સલાહ લેવામાં આવી નહોતી; પરંતુ સલાહ માત્ર એટલા માટેજ લેવામાં આવી હતી કે, હિન્દુસ્થાનનો વેપાર નષ્ટ કરી ઇંગ્લંડના કારખાનાઓની ચડતી કેવા ઉપાયથી કરી શકાય!! ધન્ય છે ભારત ત્હને ધન્ય છે!!! અંગ્રેજોના હજારો યત્ન કરવા છતાં પણ તે વખતે, હિન્દુસ્થાનના સુતરાઉ અને રેશમી કપડાંઓપર ઇંગ્લંડમાં સેંકડે ૫૦–૬૦ રૂપિયા નફો મળતો હતો. અર્થાત્ જ્યારે ઇંગ્લંડમાં બનેલા સુતરાઉ અને રેશમી કપડાંઓ, ઇંગ્લંડમાં ૧૦૦ રૂપિયે મળતાં હતાં, ત્યારે હિન્દુસ્થાનના બનેલાં કપડાંઓ ઇંગ્લંડમાં ૫૦ યા ૬૦ રૂપિયે મલતાં હતાં. તેથીજ આપણા દેશનું કાપડ વિલાયત ઘણુંજ મોકલવામાં આવતું હતું. વિલાયતના કારીગરોએ બનાવેલ કપડાંઓને ત્યાં કોઇ પણ પસંદ કરતું નહોતું. આપણી આ કારીગરી, આપણી આ કુશળતા, આપણી આ વ્યાપારશક્તિ અંગ્રેજોને સારી લાગી નહિ. તેથી તેઓએ પોતાના દેશ અને વેપારની ઉન્નતિને માટે હિન્દુસ્થાનના કપડાંઓને "બહિષ્કૃત" કરી "સ્વદેશી વસ્તુ વાપરવાની વ્યવસ્થા કરી." ઇંગ્લંડની પાર્લામેન્ટ સભામાં કાયદાઓ બનાવવામાં આવ્યા કે જે કોઇ વેપારી હિન્દુસ્થાની કાપડ વેચશે ત્હેને રૂ ૨૦૦) અને જે માણસ હિન્દુસ્થાની કાપડનાં કપડાં પહેરશે ત્હેને ૫૦) રૂપિયા દંડ કરવામાં આવશે. ઇ૦ સ૦ ૧૯૧૫ ની સાલમાં એક નવીન કાયદો બનાવવામાં આવ્યો કે, કલિકટથી આવનાર ૧૦૦)*પાઉન્ડના કપડા પર ૬૮ પાઉન્ડ, ૬ શિલીંગ ૮ પેન્સ, ઢાકાની ૧૦૦ પાઉન્ડની મલમલપર ૨૭ પાઉન્ડ, ૬ શીલીંગ, ૮ પેન્સ કર નાખવો. અને હિન્દુસ્થાનથી આવતું રંગીન કાપડ તદ્દન બંધજ કરી દેવું. આવા સખત ઉપાયો કરવા છતાં

*૧ પાઉન્ડ—૧૫ રૂપિયા; ૧ શિલીંગ—૧૨ આના; તે પેનસ—૧ આનો,

પણ ઇંગ્લાંડની પ્રજા માનતી નથી એમ જ્યારે અંગ્રેજોના જોવામાં આવ્યું ત્યારે તેઓએ સેંકડે ૨૦ પાઉન્ડ કર વધારી દીધો. યાને ૧૦૦ પાઉન્ડની કીમતની છીંટ પર ૭૫ પાઉન્ડ, ૬ શિલીંગ, ૮ પેન્સ કરી વધારી દીધો ! આવી રીતે "સભ્યતાના ઉપાયોથી, સભ્યતાનો ડોળ મારનાર અંગ્રેજોએ આ દેશના વેપારને પાયમાલ કરી **માટીમાં** મેળવી દીધો !! ખરેખર આ ભારતવાસિઓનું દુર્ભાગ્ય છે !!!

અંગ્રેજોએ જે સભ્યતાના ઉપાયોથી આપણા વેપારને પાયમાલ કરી નાખ્યો હેના સંબંધમાં અંગ્રેજ ઇતિહાસકાર મિલ અને વિલસન લખેલ છે કે;—"હિન્દુસ્થાન જે દેશને આધીન થયો છે હેના (અર્થાત્ ઇંગ્લંડના) અન્યાયનું આ એક વિષાદ-જનક (ખેદકારક) ઉદાહરણ છે. ઇ.સ. ૧૮૧૩ ની સાલનો ઇતિહાસ જોતાં જણાય છે છે કે હિન્દુસ્થાનનાં સુતરાઉ અને રેશમી કપડાં વિલાયતમાં બનેલાં કપડાં કરતાં સેંકડે ૫૦-૬૦ ટકા ઓછી કીમતે વેચાતાં હતાં. તેથીજ અંગ્રેજોને હિંદુસ્થાનના કપડાંપર સેંકડે ૭૦-૮૦ ટકા કર નાખી, હિન્દુસ્થાનના કપડાનો વહેવાર બંધ કરી, પોતાના દેશની રક્ષા કરવી પડી. જો આવી રીતે કરવામાં આવત નહિ—આવી રીતનો નિષેધક—કર અહિં નાખવામાં આવત નહિ—તો પેજલી અને મેન્ચેસ્ટરની મીલો શરૂઆતમાંજ રામશરણ થઇ જાત; અને અને હેને વરાળના જોરથી ચલાવી પણ શકાઇ નહોત. ખરેખરૂં જોતાં પેજલી અને મેન્ચેસ્ટરની મીલો હિન્દુસ્થાનનો વેપાર બરબાદ કરી ચલાવવામાં આવી છે. જો હિન્દુસ્થાન સ્વતંત્ર હોત તો આ અન્યાયનો બદલો જરૂર લેત. તે પણ અંગ્રેજોના માલપર નિષેધક કર નાખી પોતાના ઉત્પાદક અને લાભદાયક વેપારની રક્ષા કરત. પરંતુ તે લોકોને આત્મરક્ષાના એ સ્વાધીન ઉપાયનો અમલ કરવાની

પરવાનગી નહોતી. તેઓ સદા વિદેશીઓની કૃપાને આધીન હતા ! તે લોકો પાસે વિલાયતી ચીજો જબરજસ્તીથી—બળાત્કારથી વપરાવવામાં આવતી હતી અને તે ચીજો ઉપર કાંઇ પણ કર નાંખવામાં આવતો નહોતો. જ્યારે વિદેશી વેપારી ( અંગ્રેજ ) પોતાના પતિસ્પર્ધિઓ ( હિન્દુસ્થાનિઓ ) ની બરોબરી, ઉચિત માર્ગથી કરી શકયા નહિ ત્યારે તેઓના વેપારને બરબાદ કરવા માટે, રાજનૈતિક અનીતિના શસ્ત્રનો ઉપયોગ કરવા લાગ્યા."

અંગ્રેજ લોકોએ, જાણી જોઇને, માત્ર સ્વાર્થબુદ્ધિથી કેવળ પોતાનું પેટ ભરવા માટે—આ દેશનો વેપાર બરબાદ કરી દીધો અને આ દેશના લોકોને ખેતીવાડી પર નિર્વાહ કરવા અને માત્ર કાચો માલ તૈયાર કરવાને છૂટ આપી. ઈ.સ. ૧૮૩૩ ની સાલમાં ફરીથી કંપની સરકારની તપાસ થઇ; અને ઇ.સ. ૧૮૪૦ માં હિંન્દુસ્થાનના વેપારના સંબંધમાં તપાસ કરવા માટે ઇંગ્લંડમાં એક કમીટી નીમવામાં આવી. આ કમીટીમાં ઘણા અંગ્રેજ અમલદારોએ સાક્ષી આપી હતી. તે ઉપરથી પણ જણાઇ આવે છે કે અંગ્રેજોએ આ દેશનો વેપાર માત્ર પોતાના હિતને માટેજ નષ્ટ કરી દીધો. તે વાત નીચે લખેલા વર્ણનથી સ્પષ્ટ જણાઇ આવશે.

ટ્રેવીલિયન સાહેબ કહે છે:—"અમે હિન્દુસ્થાનીઓનો વેપાર નષ્ટ કરી દીધો. હવે તે લોકોને જમીનની ઉપજ સિવાય બીજો કોઇ પણ આધાર છેજ નહિ."

શોર સાહેબ લખે છે:—"ઘણી વખત એમ કહેવામાં આવે છે કે ઇંગ્લંડના વેપારને માટે હિંન્દુસ્થાનના વેપારનો લોપ કરવો એ અંગ્રેજોની પ્રવિણતાનું એક દીપ્તિમાન્ ઉદાહરણ છે. અંગ્રેજોએ હિન્દુસ્થાનમાં કેવી રીતે જુલ્મ અને ઉપદ્રવ કર્યો અને

તે લોકોએ પોતાના દેશની ભલાઇ માટે હિન્દુસ્થાનને કેવી રીતે નિર્ધન—દરિદ્ર—સત્વહીન—કરી નાખ્યો એ બાબતનું દઢ પ્રમાણ મ્હારા સમજવામાં છે.”

લારેન્ટ સાહેબ કહે છેઃ—“અમે હિન્દુસ્થાનની કારીગરીનો નાશ કરી દીધો છે.”

માન્ટગોમરી માર્ટીન સાહેબ કહે છેઃ—અમે અમારો માલ જબરજસ્તીથી હિન્દુસ્થાનવાસિઓ પાસે ખરીદ કરાવ્યો છે. અમારા ઊનના કપડાંપર બિલકુલ કર નથી અને સુતરાઉ કપડાંપર માત્ર સેંકડે રા ટકા કર છે. પરંતુ હિન્દુસ્થાનના માલપર અમે એવો તો કર નાખ્યો કે જેના લીધે ત્હેનો વેપાર બંધ થઇ ગયો! ૧૦૦ ના માલપર ૧૦ થી લઇને ૨૦, ૩૦, ૫૦, ૧૦૦, ૫૦૦ અને ૧૦૦૦ સુધી પણ કર નાખવામાં આવ્યો! સુરત, ઢાકા, મુર્શિદાબાદ આદિ શહેરોનો વેપાર કેવી રીતે નષ્ટ કરવામાં આવ્યો ત્હેનું વર્ણન હું કહી શકતો નથી. અંગ્રેજોના આ વહેવારને હું ઉચીત અને ન્યાયી સમજતો નથી. મ્હારો એ સિદ્ધાન્ત છે કે “ એક બળવાન દેશે બીજા નિર્બળ દેશપર પોતાની શક્તિનો પ્રયોગ કરેલ છે.”

“હિન્દુસ્થાન કૃષિપ્રધાન દેશ છે એવું મ્હારૂં માનવું નથી. તે દેશની કારીગરી પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે. દુનિયાનો કોઇપણ દેશ તે દેશની બરોબરી કરી શકતો નહોતો. હવે ત્હેને કૃષિપ્રધાન દેશ બનાવવાનો યત્ન કરવો એ ચોખ્ખો અન્યાયજ છે. ઇંગ્લંડને કાચો માલ આપવા માટે હિંદુસ્થાન કૃષિક્ષેત્ર થઇ જશે એ વાત હું માનતો નથી.”

અમને લખતાં ખેદ થાય છે કે હિન્દુસ્થાન, હમણાં, ઇંગ્લંડને

દરેક જાતનો કાચો માલ આપવા માટે બરોબર કૃષિક્ષેત્રજ દંઇ ગયેલ છે !

ઇ. સ. ૧૮૫૮ સુધીમાં આ દેશની બધી કારીગરી, કુશળતા અને વેપાર અંગ્રેજોએ ડુબાડી દીધો. ઇ.સ. ૧૮૫૮માં ઇસ્ટઇન્ડીયા કમ્પનીની રાજવ્યવસ્થાનો અંત થયો અને આ દેશની રાજસત્તા ઇંગ્લંડની પાર્લામેન્ટ તથા રાજાના હાથમાં ગઇ. તે વખતે એવી આશા રાખવામાં આવતી હતી કે ન્યાયી બ્રિટિશ રાજનીતિથી આ દેશનું કાંઇક પણ ભલું થશે. પરન્તુ તે આશા પૂરી થઇ નહિ. અંગ્રેજ વેપારીઓએ પોતાની સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કર્યો નહિ. તેઓ પોતાના વેપારની ઉન્નતિ માટે અનેક અનુચિત અન્યાયી ઉપાયોની યોજના યોજવા લાગ્યા. વિલાયતી કાપડ ઉપર જે થોડો ઘણો કર લેવામાં આવતો હતો તે કર કાઢી નાખવામાં આવ્યો અને હિન્દુસ્થાનથી જે કપાસ વિલાયત મોકલવામાં આવતો હતો ત્હેનો કર માફ કરવામાં આવ્યો. એટલુંજ નહિ; ઇ.સ. ૧૮૯૬માં હિન્દુસ્થાનની મીલોમાં બનેલા કાપડ ઉપર સેંકડે ૩॥ ટકા કર નાખવામાં આવ્યો ! આ દેશના નૂતન અને બાલ્યાવસ્થાના કારખાનાઓની ઉન્નતિ કરવાને બદલે, ત્હેની વૃદ્ધિને રોકવાનો આ પ્રયત્ન, દુનિયાના કોઇ પણ સભ્ય દેશમાં જોવામાં આવશે નહિ !! ધન્ય છે બ્રિટિશ વ્યાપાર-નીતિ !!!

---

# "સ્વદેશી" સ્વયંસેવક.



"સ્વદેશી" ના યથાર્થ અને વિસ્તૃત ભાવનો ઉલ્લેખ આગલા લેખોમાં કેટલીક વખત કરી ગયેલ છિયે. જે જે બાબતોથી સ્વદેશની ઉન્નતિ થાય છે તે બધાં સ્વદેશીજ છે. હમણા, હિંદુસ્થાનનો કોઇ પણ માણસ હિંદુસ્થાનના કોઇ પણ ભાગમાં જઇને જોશે તો માલુમ પડશે કે સ્વદેશીનો પ્રચાર ખુબ જોરથી ચાલી રહેલ છે. સ્વદેશી સ્વદેશી થઇ રહેલ છે, સ્વતંત્ર શાળાઓ અને ઔદ્યોગિક પ્રદર્શનો ખોલવામાં આવે છે; ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક શિક્ષણ પ્રાપ્ત કરવા માટે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવામાં આવે છે, સ્વદેશી દુકાનો નિકળવા લાગી છે. અને કેટલાંક સ્થળોપર નવાં કારખાનાંઓ પણ ઉઘાડવામાં આવે છે. બંગાળના લોકો સરકારી અમલદારોનો જુલમ અને ઉપદ્રવ સહન કરી સ્વાલમ્બન અને સ્વાભિમાનની શિક્ષા આપી રહેલ છે. સ્વદેશી વસ્તુની કિમ્મત વધી જવા છતાં પણ બધા લોકો ખુશીથી લે છે અને એક પ્રાંતનો માણસ બીજા પ્રાંતના માણસ માટે પોતાનો પ્રેમ અને આદર વ્યક્ત કરી રહેલ છે. સૌથી વધારે આશ્ચર્યકારક તો એ છે કે વર્તમાન સમયમાં ઇંગ્લંડના લોકો પણ હિંદુસ્થાનના સંબંધમાં વિચાર કરી રહેલ છે. આ બધાં રાષ્ટ્રીય જાગૃતીનાં ચિન્હ છે.

વર્તમાન સમયમાં સ્વદેશીનો પ્રચાર ખુબ જોરથી ચાલી રહેલછે; પરંતુ જેમ જંગલમાં લાગેલી આગ થોડા વખતમાં ચારે તરફ ફેલાઇ પછી પોતે પોતાની મેળેજ બુજાઇ જાય છે, તેમ આ આન્દોલનો પણ અલ્પ સમયમાં ઠંડાગાર થઇ જાય, તે વિષે શંકા અને ડર પણ રહે છે. કારણ કે જેટલી જલદીથી કોઇ પણ

આન્દોલન ઉત્પન્ન થાય છે તેટલીજ જલ્દીથી તે ઠંડા પણ થઇ જાય છે એવી આ દેશની હાલત છે. અર્થાત્ કોઇ પણ આન્દોલન અહિંયાં ચિરસ્થાયી થતાં નથી. તેથી પ્રસ્તુત આન્દોલનને ચિરસ્થાયી બનાવવા માટે કોઇ પણ પ્રયત્ન કરવો જોઇએ. પરંતુ પ્રશ્ન એ છે કે એ કામ કરે કોણ? પોતાના દેશની વર્ત્તમાન દશાના સંબંધમાં લોકોના વિચારોને જાગૃત કોણ કરે? આ કાર્યના કરવાવાળાઓને જો કોઇ દુરાભિમાની, અન્યાયી અને સ્વેચ્છાચારી અમલદાર તરફથી કાંઇ પણ હેરાનગતી થાય, તો તેની પરવા ન કરતાં "સ્વદેશી"ને માટે આત્માર્પણ કરવા કોણ તયાર થાય? એનો ઉત્તર માત્ર એટલોજ છે કે આ કામ બધા લોકોનું છે; કોઇ પણ એક વ્યક્તિનું નથી, કિંતુ આખા દેશનું છે. તેથી દરેક દેશહિતૈષી માણસે સ્વદેશીના સ્વયંસેવક (Volunteer) બની, સ્વદેશીને ચિરસ્થાયી બનાવવાનો તન, મન અને ધનથી ઉદ્યોગ કરવો જોઇએ. ન્હાના મ્હોટા, વિદ્વાન્ અવિદ્વાન, શ્રીમંત્ ગરિબ, વ્યાપારી વિદ્યાર્થી, ગૃહસ્થ સન્યાસી આદિ કોઇ પણ પ્રકારનો ભેદ ન સમજી બધી જાતના લોકોમાં 'સ્વદેશી' સ્વયંસેવક ઉત્પન્ન થવા જોઇએ. 'સ્વદેશી' બુદ્ધિ રાખનાર જોઇએ તો વેપારી હોય, કે ગ્રાહક હોય, બધાં લોકોને થોડી ઘણી સ્વદેશી સ્વયંસેવકની જરૂર છે. વર્ત્તમાન સમયમાં દરેક ગામેગામ, શહેરે શહેર, ઠેકાણે ઠેકાણે સ્વદેશી સ્વયંસેવકની ઘણીજ જરૂર છે. આ સ્વદેશી સ્વયંસેવકોનું એજ કામ છે કે તેઓ ઘરેઘર—ગલીએ ગલી—દરેક ઠેકાણે જઇ લોકોને સ્વદેશીનો ઉપદેશ આપે, લોકોમાં સ્વદેશીના વિચારોની જાગૃતિ હમેશાં કરતા રહે, લોકોને સ્વાર્થ ત્યાગ અને સ્વાલંબનની શિક્ષા આપે, વેપારીઓને વેપાર સંબંધી નવી નવી બાબતોની સુચનાઓ આપે, અને વિદ્યાર્થીઓને સ્વદેશીનું વ્રત ધારણ કરવા માટે ઉત્તેજિત કરે. તેઓનું એજ

કામ છે કે સ્વદેશીપર સારા સારા લેખો લખે યા લખાવે, અને ત્હેની લાખો પ્રતો છપાવી, વગર કિમ્મતે યા અલ્પ મૂલ્યથી, સર્વ સાધારણ લોકોમાં વહેંચે. આ કામમાં શ્રીમંતોએ દ્રવ્યદ્વારા મદદ કરવી જોઇએ. આપણા દેશમાં ભાટ, ચારણ, કવિ, ગવૈયાઓ, નાટકવાળાઓ તમાસાવાળાઓ કાંઇ ઓછા નથી. જો તે લોકો પોતાના કામની અંદર "સ્વદેશી. વિષયને પ્રધાન સ્થાન આપે તો તેઓ દ્વારા ઉક્ત આન્દોલનના ચિરસ્થાયીપણા માટે કાંઇક આશા રાખી શકાય છે.

હા. એટલું તો સત્ય છે કે ઉપર જણાવ્યા મુજબ ચિરસ્થાયી કરવાનો યત્ન ઘણોજ કઠણ છે. અમે જાણીએ છીએ કે આ કામ પ્રાચીન સમયના સમુદ્ર મંથનની માફક ઘણુંજ વિકટ છે. સમુદ્ર મંથનથી અનેક પ્રકારના રત્નો ઉત્પન્ન થયાં હતાં; પરન્તુ ત્હેની સાથે પહેલાં, હલાહલ નામનું વિષ પણ ઉત્પન્ન થયું હતું. અને જ્યારે ભગવાન શંકરે ત્હેને પોતાના કણ્ઠમાં રાખી લીધું ત્યારેજ અંતે દેવતાઓને અમૃત પ્રાપ્ત થયું હતું. આ પરથી આપણે એટલી શીખામણ લેવી જોઇએ કે, જો આપણે આપણા સ્વદેશી આન્દોલનથી લાભ મેળવવા ઇચ્છતા હોઇએ—જો આપણે રાષ્ટ્ર—મંથનદ્વારા આપણા મૃતપ્રાય દેશ ભાઇઓને સજીવન કરવા ઇચ્છતા હોઇયે તો આપણે તે કામના આરંભમાં આવવાવાળી વિપત્તિઓ અને પ્રાથમિક કષ્ટોનેસહન કરવાં જોઇએ. જ્યાંસુધી આપણે (અર્થાત જેને સ્વદેશી સ્વયંસેવક બની આ આન્દોલનોને ચિરસ્થાયી બનાવવાની ઇચ્છા હોય) દરેક જાતના દુઃખો, કષ્ટ અને અનેક આપદાઓને ખુશીથી સહન કરવા તૈયારથઇશું નહિ ત્યાંસુધી રાષ્ટ્રમંથનનું આપણું કાર્ય કદાપિ સફળ થશે નહિ. જ્યાંસુધી આપણે આપણી ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરીશું નહિ, જ્યાંસુધી આપણે આપણી માતૃભુમિને માટે આત્માર્પણ કરીશું નહિ; જ્યાંસુધી આપણે

દેશને સજીવન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરીશું નહિ; ત્યાંસુધી આપણા સ્વદેશી આન્દોલનમાં ચિરસ્થાયીપણું આવશે નહિ. યાને અમારી એ પ્રાર્થના છે કે "સ્વદેશી સ્વયંસેવકોએ કદાપિ કોઇ પણ સંકટમાં ભયભિત ન થતાં માત્ર પોતાના દેશને માટે પોતાના કર્ત્તવ્યમાં હમેશાં તત્પર અને લીન રહેવું જોઇએ.

સર હેનરી કૉટન આ દેશમાં ઘણાજ પ્રખ્યાત છે. એમનો એક કૉંગ્રેસ તરફનો સંદેશો "હિન્દુસ્થાન રીવ્યુ" માં છપાયો છે. ત્હેમાં ત્હેમણે આ દેશની ગયા વર્ષની આલોચના કરી સ્વદેશી આન્દોલનના સંબંધમાં લખ્યું છે કે:—

"જો કે ઇંગ્લંડ નિવાસીઓ હિન્દુસ્થાનીઓના સંબંધમાં હમેશાં "બે ફીકર રહે છે તો પણ હમણા તે લોકોનું થોડું ઘણું ધ્યાન "હિન્દુસ્થાન તરફ આકર્ષિત થયેલ છે. ત્હેનું ખાસ કારણ "બંગભંગ" "સ્વદેશી આન્દોલન" અને "બાયકાટ" છે. બંગાળના બે ટુકડા "કરીને સરકારે જે બેકાયદેસર વર્ત્તણુક કરી છે તેથી અપ્રસન્ન "થઇ લોકોએ વિલાયતી (અંગ્રેજી) વસ્તુના ત્યાગની પ્રતિજ્ઞા કરી. આ "આન્દોલનનો ખરેખરો હેતુ એ છે કે અંગ્રેજ વેપારીઓના ગજ"વાને ધકકો પહોંચાડી તેઓનું ધ્યાન હિન્દુસ્થાનની રાજકિય બાબતો "પર આકર્ષિત કરવામાં આવે અને તે દ્વારા હિન્દુસ્થાનીઓની "અભિલાષાઓ અને હકકો ઉપર ધ્યાન આપવા માટે સરકારને કહે"વામા આવે. આ હેતુ કેટલેક અંશે સફળ થયો છે. હિન્દુસ્થાનના "સંબંધમાં, આથી વધારે, બીજા કોઇ પણ વિષયે અંગ્રેજોના મનને "આકર્ષિત કર્યું નહોતું. આ વિષેના તાર સમાચાર અહિંયાં આવે છે "છે તેથી અંગ્રેજોના મન ઘણાજ વ્યાકુળ થઇ રહેલ છે. ઇંગ્લંડમાં "વાદવિવાદના જે સાધારણ વિષયો છે ત્હેમાં પણ આજકાલ બંગા"ળના બાયકાટને પણ ગણવામાં આવે છે અને તે વિષય ઉપર

" ઘણી ચર્ચાઓ પણ ચાલે છે. સારાંશ, ઇંગ્લંડનો એક સાધારણ
" આદમી પણ જાણે છે કે બંગભંગથી હિન્દુસ્થાનીઓના મન અપ્ર-
" સન્ન અને અસંતુષ્ટ થઇ ગયેલ છે. શું આ લાભ થોડો છે?
" જો આ આન્દોલન બંગાળમાં એ મુજબજ ચાલ્યા કરે અને
" તે બીજા પ્રાંતોમાં પણ ફેલાય તો, તેથી હિન્દુસ્થાનમાં એક મહ-
" ત્વની સામ્પત્તિક ક્રાન્તિ થઇ જશે."

આપણા સ્વદેશી આન્દોલનના સંબંધમાં સમ્મતિ પ્રકટ કરી કૉટન સાહેબ લોકોને ઉપદેશ કરે છે કેઃ—

" હે ભારતવાસિઓ ! ધૈર્ય અને સાચા દિલથી ઉદ્યોગ કરો.
" તમારી વિરૂદ્ધ જે વર્ત્તણુકો કરવામાં આવી હતી ત્હેનો હવે અંત
" થવાનો છે. ત્હમારી શકિત દરરોજ વધતી જાય છે. હવે તમારી શકિતનો
" અનાદર કરી શકાશે નહિ. તમોએ, સ્વદેશી આન્દોલન કરી ત્હમારી
" અપાર શકિતનો પરિચય ઘણોજ આપ્યો છે. ત્હમારા પ્રભાવની વૃદ્ધિ
" થઇ રહી છે, ત્હમારો અવાજ ઇંગ્લંડમાં પણ સાંભળવામાં આવે છે. ત્હમારા
" સહાયકોની સંખ્યા દિનપરદીન વધતીજ જાય છે. તમે પ્રાચીન
" સમયથી આત્મભોગને માટે પ્રસિદ્ધ છો. આત્મભોગનો પ્રસંગ
" આવી પહોંચ્યો છે. ત્હમારી ભાવી દશા તમારાજ હાથમાં છે
" તમો તમારા બંગાળી ભાઇઓની શુરતાની લડાઇમાં સહાયતા
" કરો હિન્દુસ્તાનના પુનરૂજજીવન તથા ઉન્નતિના કાર્ય માટે ત્હ-
" મારા બંગાળી ભાઇઓ અગ્રેસર થયા છે તેને ત્હમે બધા એક
" દિલથી સહાયતા કરો."

અંતમાં અમે ઇશ્વર પાસે એજ પ્રાર્થના કરીએ છીએ કે આપણા દેશ ભાઇઓ કોટન સાહેબના કથનાનુસાર પોતાની ભાવી દશાને સુધારવા માટે " સ્વદેશી " સ્વયં સેવક બનશે ત્યારેજ આપણા ભાગ્યનો ઉદય થશે.

## સ્વરાજ્ય અને સુરાજ્ય

મનમાં ઉત્પન્ન થવાવાળા વિચારો અને મોઢેથી નીકળવાવાળા શબ્દોનો પરસ્પર સંબંધ જોઇએ તો તે નિત્ય હોય યા અનિત્ય હોય, પરંતુ એટલું તો સત્ય છે કે, જો વિચાર અધૂરો, અને ગડબડાઇ જાય જેવો હોય તો તે વિચારોને બહાર લાવવા માટે જે શબ્દો મ્હોડામાંથી નીકળે છે તે પણ ગડબડ અને સંદેહથી ભરેલા હોય છે; અને બીજી તરફથી એમ પણ અનુમાન કરી શકાય છે કે જેના ભાષણ યા શબ્દમાં ગડબડ હોય, ત્હેના વિચારોમાં પણ ગડબડ હોવી જોઇએ. વાણી અને અર્થનો સંબંધ ઘણોજ મહત્વનો છે, અને કોઇ કોઇ વખત કેળવાયલા લોકો પણ પોતાના વિચારોની ગડબડ યા અસ્પષ્ટતાને શબ્દોના આડમ્બરમાં છુપાવવાનો પ્રયત્ન કરે છે. જ્યારે આપણા મનમાં એવી કલ્પના બરાબર સચોટ થાય છે કે આપણને અમુક વસ્તુની જરૂર છે, ત્યારે મ્હોડેથી અને કલમદ્વારા નીકળવાવાળા શબ્દો પણ નિશ્ચયથી ભરેલા હોય છે; કારણ કે સર્વે લોકોનો એવો અનુભવ હોય છે કે, મનમાં જે વિચાર થાય છે તેજ શબ્દોદ્વારા નીકળી આવે છે. કોઇ કોઇ વખત એમ પણ બને છે કે કોઇ પણ શબ્દ યા વાક્યને કોઇ પણ ઠેકાણે વાંચવા યા સાંભળવાથી મનમાં તરતજ ત્હેનો ઉમેરો થઇ જાય છે. પરંતુ ત્હેના અર્થનો પૂરેપૂરો ખ્યાલ થવાથી તે શબ્દના ગૂઢ અર્થની સાથે ત્હેની સાથે સંબંધ રાખવાવાળા બીજા અર્થો પણ મનમાં ઠસી જાય છે અને અસલ શબ્દ યા વાક્યમાં એક રીતના ભ્રમ જેવું થઇ જાય છે. "સનદ" અને "કાનૂન" ના સંબંધમાં લોકોને જેવો ભ્રમ થઇ ગયો છે તેવોજ ભ્રમ "સ્વરાજ્ય" અને "સુરાજ્ય" માં પણ થવાનો સંભવ છે; તેથી અહિં તે બન્ને શબ્દોની વ્યાખ્યા કરીએ છિએ. કલ-

કત્તાની કૉંગ્રેસમાં શ્રીયુત્ દાદાભાઇ નવરોજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં આ બે શબ્દોનો ઉપયોગ કરેલ છે અને ત્યારથી બધા લોકો સાફ કહેવા લાગ્યા છે કે સ્વરાજ્ય પ્રગટ કરવું એજ અમારી રાજકિય હિલચાલનો અન્તિમ હેતુ છે. શ્રીયુત દાદાભાઇ નવરોજીએ પોતાના ભાષણમાં એક અંગ્રેજ રાજનીતિજ્ઞના વચનો પણ ટાંકી બતાવેલ છે. જેનો અર્થ એ છે કે "સ્વરાજ્યની તરસ સુરાજ્યથી બુઝાતી નથી." તેમનો કહેવાનો અર્થ એ છે કે માત્ર 'સુરાજ્ય'થી આપણી રાજકિય ઉન્નતિની ઇચ્છા પૂરી થઇ શકતી નથી, તેથી અમે 'સ્વરાજ્ય' ઇચ્છીએ છિએ. આ 'સ્વરાજ્ય કેવી રીતે પ્રાપ્ત કરવું જોઇએ તે એક જૂદોજ પ્રશ્ન છે; પરંતુ તે પહેલાં 'સ્વરાજ્ય' ના અર્થનો પૂરેપૂરો નિર્ણય થવો જરૂરનો છે. બરહામપૂરમાં બંગાળની જે પ્રાન્તિક સભા થઇ હતી ત્હેમાં બાબુ સુરેન્દ્રનાથ, બાબુ બિપિન-ચન્દ્રપાલ, ઇત્યાદિ લોકોમાં આ વિષયનો ઘણોજ મતભેદ ઉત્પન્ન થયો હતો. તેથી, આ શબ્દનો અર્થ સમજવાની અને રાષ્ટ્રીય સભાના અન્તિમ હેતુ માટે બરાબર અર્થ ઉપયુક્ત કરવાની ઘણીજ જરૂર છે.

"સ્વરાજ્ય" કહેવાથીજ મનમાં જૂદા જૂદા પ્રકારના તર્કવિતર્કો ઉત્પન્ન થાય છે. "સ્વરાજ્ય" અને "સ્વારાજ્ય" શબ્દનો વૈદિક મંત્રોમાં ઉપયોગ કરવામાં આવેલ છે અને 'સ્વરાજ્ય' શબ્દના 'સ્વ' શબ્દથી સૌથી પહેલાં નિજપણુ—"આપણા" વિષે બોધ થાય છે. જો કોઇ સાધારણ મનુષ્યને પૂછવામાં આવે કે 'સ્વરાજ્ય'નો અર્થ શું છે? તો તે ત્હેનો ઉત્તર એજ આપશે કે એમાં તે શું છે? 'સ્વરાજ્ય' એટલે "આપણું રાજ્ય" પરંતુ આ ઉત્તરથી કાંઇ પૂરેપુરૂં સમાધાન થઇ શકતું નથી. પાછો ફરીથી પ્રશ્ન નીકળી શકશે કે આપણા શબ્દનો અર્થ શું? આપણી જાતીનો, આપણા સરદારોનો, આપણા ધર્મ-વાળાઓનો, આપણી આખી પ્રજાનો યા આપણા દેશ યા ધર્મમાં

ઉત્પન્ન થયેલ રાજાનો ? આપણા શબ્દનો વિચાર કરવાથી બીજા અનેક પ્રશ્નો પણ નીકળી શકે છે. જ્યારે રાજા અને પ્રજા બન્ને એકજ ધર્મનાં, એકજ દેશનાં, એકજ જાતિનાં અને એકજ ભલાઇબુરાઇનો સંબંધ રાખવામાં હોયછે; અને જે વખતે રાજા, પ્રજાનું હિત સાધવા માટે તૈયાર રહે છે; તે વખતે, પ્રજા પોતાની ઉપર થવાવાળા રાજ્ય ને પોતાની મેળે 'સ્વરાજ્ય' સમજવા લાગેછે; 'રામરાજ્ય' એવુંજ રાજ્ય હતું. પરંતુ રાજા જ્યારે પ્રભુતાના મદથી અથવા કોઇ બીજા કારણથી પ્રજાના હિત માટે પોતાનુ ધ્યાન આપતો નથી અને જૂલમી થાયછે ત્યારે રાજા 'સ્વદેશી' યા 'સ્વધર્મી' હોય તોપણ ત્હેનું રાજ્ય પ્રજાને ખરાબ લાગેછે. પેશ્વાઇની છેવટની સ્થિતિ એવીજ હતી અને તેથીજ તે વખતે બાજીરાવના રાજ્યને બદલે અંગ્રેજી રાજ્ય હોવાથી પ્રજાને ખરાબ નહોતું લાગતું. "સ્વદેશી રાજાનું રાજ્ય" આ અર્થ લઇ તે વખતે તે લોકો સ્વરાજ્યનો ઉપભોગ કરતા હતા. પરંતુ રાજ્યકાર્યમાં ગડબડ થવાથી તે રાજ્ય પ્રજાને સુખદાઇ થઇ શક્યું નહિ. "સુરાજ્ય" શબ્દનો અર્થ બે રીતે થઇ શકે છે. એક "સુવ્યવસ્થિત" અને બીજો "સુખકારી" આ બીજા અર્થથી જોઇએ તો પેશ્વાઇની આખેરીએ, બાજીરાવનું રાજ્ય (સુરાજ્ય) નહોતું. હવે બીજું એક ત્હેનાથી ઉલટું ઉદાહરણ છે. રાજા સ્વદેશી અને સ્વધર્મી છે ત્હેની રાજવ્યવસ્થા પણ નીયમશીલ અને નિર્વિઘ્ન છે. દષ્ટાંત તરીકે રશીયાના ઝાર, ધર્મ અથવા જાતિમાં રશિયન લોકોથી જૂદા નથી; એટલુંજ નહિ, પણ ત્હેની ઇચ્છા છે કે મ્હારા રાજ્ય અમલમાં પ્રજાની આર્થિક દશા સુધરી પ્રજાની ઉન્નતિ થાય, અને દેશમાં ખૂબ પૈસો આવી તે લોકોની પાસે રહે. આવી ઇચ્છા હોવા છતાં પણ ઝાર પોતાની પ્રજાને જોઇએ તેટલી સ્વતંત્રતા આપી શકતા નથી. અને રાજકાજમાં તેઓની સલાહ પણ લેતા નથી. તેથીજ ત્હેમનું

રાજ્ય પ્રજાને સુખકારી નથી. એક રીતે એમ પણ કહી શકાય છે કે રશિયામાં 'સ્વરાજ્ય-અર્થાત્ સ્વદેશી રાજાનું રાજ્ય છે અને તે એક દૃષ્ટિએ 'સુરાજ્ય' પણ છે, પરંતુ "સુખકારી" રાજ્યની દૃષ્ટિએ જોતાં તે 'સુરાજ્ય' નથી. આપરથી જણાઇ આવશે કે 'સ્વરાજ્ય' અને 'સુરાજ્ય' શબ્દનો ઉપયોગ કરવા માટે હેના અર્થમાં સુધારા વધારાની ઘણીજ જરૂર છે. એક અર્થથી ખરતું રાજ્ય 'સ્વરાજ્ય' છે અને સુરાજ્ય પણ છે. અર્થાત્ તે સ્વદેશી રાજાનું રાજ્ય છે ત્યાંનું રાજ્યકાર્ય પણ નિર્વિઘ્નતાથી ચાલે છે. પરંતુ આ રાજ્ય પ્રજામતને અનુસરી ચાલતું નથી; અને જો 'સ્વરાજ્ય'નો અર્થ સ્વ-આપણા પ્રજામતાનુસાર ચાલવાવાળું રાજ્ય કરવામાં આવે, તો એમજ કહેવું પડશે કે રશિયાનું રાજ્ય 'સુરાજ્ય' હોવા છતાં 'સ્વરાજ્ય' નથી. રશિયાની પ્રજા હાલમાં જે હિલચાલો કરી રહી છે એ આ બીજા અર્થના સ્વરાજ્યની પ્રાપ્તી માટે છે. તે દેશનો રાજા વિદેશી છે અને રાજ્યપદ્ધતિ નિયમશીલ નથી એવું ત્યાં કાંઇ પણ નથી. પરંતુ તેઓની રાજ્યપદ્ધતિ લોકમતથી ચલાવવામાં આવતી નથી તેથીજ પ્રજાને જણાતું નથી કે અમે 'સ્વરાજ્ય'માં છિએ. સારાંશ, સ્વરાજ્ય શબ્દ સનદી નિયમશીલ રાજપદ્ધતિનેજ ઘણોખરો લગાડવામાં આવે છે, ઘણાખરા લોકો એમ પણ કહે છે કે જે દેશનું રાજકાર્ય પ્રજાની યા પ્રજાના પક્ષની સલાહથી ચાલે છે તેજ સાચું સ્વરાજ્ય છે. આ 'સ્વરાજ્ય' શબ્દના 'સ્વ'નો અર્થ માત્ર સ્વદેશી રાજાનું રાજ્ય નથી, પરંતુ પ્રજાના તંત્રથી ચાલતું રાજ્ય એવો પણ છે. આ દૃષ્ટિથી જોતાં પણ કહેવું પડશે કે રશિયાનું રાજ્ય તો શું પણ હિંદુસ્થાનના દેશી રજવાડાઓ પણ સાચા "સ્વરાજ્ય" નથી. માત્ર સ્વદેશી રાજા હોવાથી કાંઇ બધા મનોરથ પૂર્ણ થતા નથી. કદાચિત્ હેની રાજ્યપદ્ધતિ નિયમશીલ ન હોય, અને જો નિયમશીલ

થાય તો પણ લોકોને સુખકર્તા નહિજ થાય; કારણ કે નિયમ અને સુખ બન્ને હમેશાં સાથે રહે એવું બની શકતું નથી. જેલખાનાની વ્યવસ્થા બરાબર નિયમશીલ થાય છે પરંતુ તે કેદીઓને કદી પણ સુખકારી જણાતી નથી. પ્રજાના ઘણાખરા લોકોને, કેળવાયેલા લોકોને સ્વતંત્રતાના સુખના મહત્વની ખબર હોય છે અને જે રાજ્યમાં આ સ્વતંત્રતાના સુખનો લોપ થાય છે તે બીજી રીતે જોતાં નિય-મશીલ હોવા છતાં પણ લોકોને સુખકારી થઇ શકતું નથી. 'નિય-મશીલ' અર્થથી તે રાજ્યને 'સુરાજ્ય' કહી શકીએ છિએ; પરંતુ સુખની દૃષ્ટિએ જોતાં તે રાજ્ય સુરાજ્ય કહી શકાતું નથી. જર્મ-નીમાં સોશિઆલિસ્ટ લોકોની જે હિલચાલ ચાલી રહી છે તેહેનું મંડન આજ તત્વ ઉપર કરવામાં આવવું જોઇએ. જર્મન બાદશાહ જર્મનીમાં વિદેશી નથી અને તે જર્મન રાષ્ટ્રમાં વેપાર, સંપત્તિ અને પ્રભાવ વધારવા માટે હમેશાં પ્રયત્નો કર્યાં કરે છે, તોપણ ત્યાંની પ્રજાના લોકોને આ વ્યવસ્થા સુખકારી જણાતી નથી, અને તેથી તે લોકો રાજકાર્ય પોતાની સલાહ મુજબ ચલાવવા માટે દોડાદોડી કરી રહ્યા છે. બીજા દેશોમાં પણ આવો કારોબાર ચાલી રહ્યો છે, અને દુનિયામાં શિક્ષણનો જેમ જેમ અધિક ફેલાવો થતો જશે તેમ તેમ માત્ર સ્વદેશી રાજા અને સુવ્યવસ્થિત રાજ્યકાર્યથી લોકોનાં મન અ-પ્રસન્ન થઇ જશે. એટલુંજ નહિ, પરંતુ લોકો ત્યાંસુધી કહેવા લાગશે કે "પ્રજાસત્તાક રાજ્ય સિવાય બીજું કોઈ સાચું સ્વરાજ્ય છેજ નહિ." અને તેમને એ પણ જણાઇ આવશે કે આના કરતાં બીજું કોઇપણ રાજ્ય સુરાજ્ય થઇ શકતું નથી. સ્વરાજ્ય અને સુ-રાજ્યની અન્તિમ સમાનતા એજ છે; પરંતુ પહેલાં હેના ઉપભેદો વિષેનું જ્ઞાન થવું ઘણુંજ આવશ્યક છે. જો સુરાજ્યનો અર્થ કાયદા, પ્રબંધ યા નિયમથી ચાલવાવાળું રાજ્ય કરવામાં આવે તો કોઇ પણ

માની લેશે કે અંગ્રેજ સરકારનું આજકાલનું હિન્દુસ્થાનનું રાજ્ય પણ સુરાજ્ય છે. પરંતુ અંગ્રેજ સરકારનું રાજ્ય, વ્યવસ્થા અને શાસન દૃષ્ટિએ સુરાજ્ય હોવા છતાં પણ આપણને તે સુખકારી યા- લાભદાયક નથીજ; અને હાલની ચાલુ પદ્ધતિ કાયમ રહેશે તો સુરા- જ્ય થવા પણ સંભવ નથી. કારણ કે આ રાજ્ય માત્ર ગોરા અધિ- કારીઓની સલાહથીજ ચલાવવામાં આવે છે; કે જેઓને હિન્દુસ્થા- નના હિત કરતાં ઇંગ્લંડ અથવા ગોરા અધિકારીઓનું હિત ઘણુંજ પ્રિય છે.

જેલ ખાનાની શિક્ષા જેમ કષ્ટ આપે છે તેમ અંગ્રેજી રાજ્ય વ્યવસ્થાના કાયદાકાનુનોથી પ્રજાને પણ ચારે તરફથી બાંધી લેવામાં આવી છે. અંગ્રેજી વેપારીઓનું ભલું કરવા માટે, ખુલ્લા વેપારનું તત્વ શરૂ કરવાથી, આ દેશનો વેપાર ડુબી ગયો; આ દેશની મ્હોટા મ્હોટા પગારોની જગ્યાઓ ગોરા લોકોને આપવાનો નિયમ હોવાથી આપણને આ રૂપિયા વિષેનો અનુભવ ઓછો થઇ જાય છે. લસ્કરી અને એવા બીજા ઘણાંક ખાતાંઓનો બેફામ–બેપરવાઇ ખર્ચ પુરો કરવા માટે જંગલ ખાતું, નીમકખાતું, આબકારી ખાતું ઇત્યાદિ અ- નેક ખાતાંઓ ખોલી કર અને જમીનની વિઘોટી વધારીને સરકાર પ્ર- જાનો ઘણો ખરો પૈસો પોતાના ખજાનામાં ભરી રહી છે! આવી દશામાં કોઇ પણ રાજ્ય કોઇ પણ વ્યવસ્થિત અને નિયમશીલ અર્થાત એક અર્થથી સુરાજ્ય–કેમ ન હોય; તો પણ તે પ્રજાને સુ- ખકારી, અર્થથી સુરાજ્ય થઇ શકતું નથી. 'સ્વરાજ્ય' શબ્દ આ રાજ્યને લાગુ પડી શકતોજ નથી, કારણ કે રાજા યા શાસક પર ધર્મી અને પરદેશમાં રહેવાવાળા છે; એટલુંજ નહિ, પરંતુ તેમનું વૃત્તિઓ પણ પરદેશી દેશી ભાઇઓની તરફ રહેશે. આ મુજબનું રાજ્ય લો- કોને સુખકારી થવા માટે તેનું રાજકાર્ય પ્રજાની યા પ્રજાપક્ષના સ-

બ્ય ગ્રહસ્થોની સલાહથી ચાલવું જોઇએ. લોકોની સલાહથી રાજ્ય ચલાવવામાં રાજાનું હિત ઘણું થાય છે, કારણ કે જ્યાં એક વખત પ્રજાનો ઉત્કર્ષ થઇ ગયો અને રાજ કાર્ય પ્રજામતાનુસાર ચાલવા લાગ્યું, તો રાજા સ્વદેશી ન હોય તો પણ કાંઇ વધારે નુકશાન થતું નથી. આ દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો પ્રજાની સલાહથી ચાલવાવાળા રાજ્યમાં રાજા યા કોઇ અધિકારી પરદેશી હોય તો પણ સ્વરાજ્ય અને સુરાજ્યનું સુખ પ્રજાને વગર અડચણે મળી શકે છે પૂરેપૂરા સ્વરાજ્યને માટે પરદેશી લોકો જેટલા ઓછા હોય તેટલોજ ફાયદો છે અને બિલકુલ ન હોય તો વધારે સારૂં છે. પરંતુ આ ઊત્તમ સ્વરાજ્ય એકદમ ન પણ મળે. તોપણ તેથી નીચા દરજ્જાનું સ્વરાજ્ય અથવા પ્રજામતથી ચાલવાવાળાં રાજ્યના હકો મળવામા કાંઇ બાધ પણ નથી. આપણે માત્ર તેવોજ ઉદ્યોગ કરવો જોઇએ. રાજ્ય, વ્યવસ્થાશીલ—યા એક અર્થથી સુરાજ્ય હોય તોપણ આપણે કાનમાં તેલ નાંખી બેસી રહેવું જોઇએ નહિ. શ્રીયુત દાદાભાઇ નવરોજીએ કહ્યું હતું કે આપણને સ્વરાજ્યના હકો મળવા જોઇએ. ત્હેનો ખરો અર્થ એ છે કે હમણા આ હકો આપણને મળ્યા નથી તેથી હાલનું રાજ્ય આપણને સુખકારી પણ નથી તેમ સુરાજ્ય પણ નથી. આ સ્વરાજ્ય પ્રાપ્તીના હકોની હિલચાલ માત્ર અંગ્રેજી મુલકમાંજ નહિ પરંતુ દેશી રજવાડાઓમાં પણ થવી જોઇએ. રાજા સ્વદેશી યા વિદેશી હોવાને બદલે પ્રજાની સત્તાનો પ્રશ્ન ઘણોજ મહત્વનો થઇ ગયેલ છે. અમારૂં કહેવું એ છે કે ઉપર જણાવેલ સાચા સ્વરાજ્ય—અર્થાત્ પ્રજાની હાથમાં રહેવાવાળી રાજસત્તાના રાજ્યની ઘટ, માત્ર વ્યવસ્થિત રાજ્ય અથવા સ્વદેશી રાજા હોવા છતાં પણ પૂરી થઇ શકતી નથી; અને જો આ રીતનું સાચું સ્વરાજ્ય ન હોય તો પ્રજાને વ્યવસ્થાશીલ સુરાજ્યથી, તેમ:સ્વદેશી રાજા-

થી પણ સુખ પ્રાપ્ત થતું નથી. જર્મની અને રશિયાના ઉદાહરણો ઉપર આપેલાં છે. એશિયાખંડના રાજ્યનાં ઉદાહરણો જોતાં હોય તો ચીન, જાપાન અને ઇરાન આપણી આંખો સામે છે. બધે ઠેકાણે જે હિલચાલો ચાલી રહી છે તે એટલાજ માટે છે કે રાજકાર્યપર પ્રજામતનો અમલ થાય અને તદનુસાર થોડા ઘણા દેશોને પણ મળેલો રહે. આપણે તો એજ જોવાનું છે કે આપણે જયારે સ્વરાજ્ય પ્રાપ્તીને માટે લડયા કરીએ છિએ, ત્યારે આપણે 'સ્વરાજ્ય' 'શબ્દને " આ અર્થમાં લાવીએ છિએ. 'સ્વ'નો અર્થ 'આપણું' "લોકોનું" "અથવા આખી પ્રજાનું" એવો છે. અને હેની સલાહથી જે રાજકાર્ય ચાલે છે તે "સ્વરાજ્ય" છે, આવી હાલતમાં રાજા સ્વદેશી હોય તો સારું છે અને પરદેશી હોય તો વધારે નુકસાન છે. આવા રાજ્ય, વ્યવસ્થિત અને નિયમશીલ–અર્થાત્ એક અર્થથી સુરાજ્ય–પણ હોય છે. પરંતુ કેટલાક નિયમો ઓછા હોવા છતાં પણ તેનું માન સ્વતંત્રતાથી વધારે માની શકાતું નથી. સ્વરાજ્યની ઘટ સુરાજ્યથી પૂરી થઇ શકતી નથી એનો અર્થ પણ એજ છે. સારાંશ એ છે કે, આપણને આપણા હિતને માટે જે કાંઇ જણાઇ આવે તદનુસાર રાજકાર્ય ચાલવું જોઇએ. આજ સાચું સ્વરાજ્ય છે; અને એજ અર્થમાં અમે આ શબ્દનો ઉપયોગ કરીએ છિએ. જ્યાં આવું સ્વરાજ્ય મળેલ છે ત્યાં બીજી કોઇ બાબતનું વડપણ છેજ નહિ. સ્વરાજ્ય અને સુરાજ્યનો જો વિચાર કરવામાં આવે ત્યારે આ અર્થભેદ ધ્યાનમાં રહેવો જોઇએ અને આજ ઉદ્દેશથી આ લેખ પણ લખવામાં આવેલ છે.



# મુસલ્લમાની દેશ અને સ્વરાજ્ય.



ઘણી હર્ષની વાત છે કે મુસલ્લમાની દેશોમાં પણ સ્વરાજ્યના વિચારોની હીલચાલ થવા લાગી છે. ઇરાને સનદી (નિયમશીલ—constitutional) રાજ્ય વ્યવસ્થાનો આરંભ શરૂ કરેલ છે. પરંતુ આ રાજ્ય પ્રબંધ ઇરાનમાં ચિરસ્થાયી રહેશે યા નહિ. તે અચોકસ છે. પરંતુ આ એક ઘણી મહત્વની બાબત છે કે ત્યાં આવી રીતનો રાજ્યપ્રબંધ શરૂ થઇ ગયેલ છે. યુરોપની સાથે ઇરાનનો સંબંધ દીવસે દીવસે વધતો જાય છે અને ઇરાનના ધનવાન પુરૂષો પોતાના દેશની તરૂણ મંડળીને યુરોપ મોકલી તેઓને યુરોપિયન રાજ્યનીતિનું શિક્ષણ આપવા માટે બહુ ધ્યાન દેવા લાગ્યા છે. તેથી કરીને એવો સંભવ છે, કે ઇરાનની પાર્લામેન્ટ સભામાં ઘણો ખરો ફેરફાર પણ કરવામાં આવે; પરંતુ સનદી વ્યવસ્થા વિષે ઇરાનની જે ઇચ્છા ઉત્પન્ન થઇ છે તે મટવી ઘણીજ કઠણ વાત છે. સ્વરાજ્યની લાલસા માટે તુર્કસ્તાનના લોકો ઇરાનના કરતાં પણ એક પગલું આગળ વધી ગયા છે. ઇરાનમાં રાજવંશની અંદર કુસંપ અને નિર્બળ અવસ્થાને લીધે પ્રજાને સનદી રાજ્યવ્યવસ્થાના હકો પ્રજાને જલદી મળી ગયા; પરંતુ તુર્કસ્તાનના હાલના સુલતાન ઘણાજ ચાલાક અને સ્વાર્થી હોવાને લીધે તેમના રાજ્ય અમલમાં તુર્કસ્તાનને સનદી રાજ્યવ્યવસ્થા મળવી ઘણીજ મુશ્કેલ બાબત છે. તોપણ આ વિચારનો, આ મતનો પ્રસાર તુર્કસ્તાનમાં ઝપાટાબંધ થતો નથી એમ કહી શકાતું નથી. તુર્કસ્તાનનો સંબંધ યુરોપ સાથે ઘણોજ નજીકનો છે અને તેથી યુરોપિઅન દેશો સાથે યુદ્ધ કરવાના ઘણા પ્રસંગોમાં ઉતરવું પડે છે; તેથી તેમણે યુરોપના [illegible] અને [illegible] વિષે સારૂં જ્ઞાન [illegible]

કરી લીધું છે. ફ્રાંસ, જર્મની અને ઇંગ્લંડ વિગેરે દેશો સાથે તુર્ક-
સ્તાનને ઘણોજ સમાગમ હોવાને લીધે ત્યાં પણ એક નવો પક્ષ
ફુટ્યો થઇ તે દિવસે દિવસે પ્રચંડ થતો જાય છે. વર્ત-
માન સુલતાન પછી ત્હેની ગાદીએ બેસવાવાળાને લાચાર થઇ સનદી
રાજ વ્યવસ્થાનો આરંભ કરવોજ પડશે એવું આ બાબતના કેટલા
એક અભ્યાસીઓનું મત છે. તુર્કસ્થાનપર જે વિચારોનું પ્રબળ પડી
રહ્યું છે તેજ વિચાર આજકાલ ઇજીપ્તમાં કેટલીએક વિશેષતા સાથ
જણાઇ આવે છે. ઇજીપ્તનો રાજા ખેદીવ રાજ્યકર્તા પણ છે; પરંતુ
ઇજીપ્ત દેશ અંગ્રેજી સેનાથી ઘેરાયેલો હોવાથી ખેદીવના હાથમાં હિં-
દુસ્તાનના કોઇ પણ રજવાડા કરતાં વધારે અધિકાર નથી. તેથી કરીને
મિસરના લોકોને તુર્કસ્થાન કરતાં સનદી રાજ્યપ્રબંધની ઘણીજ જરૂર છે.

તુર્કસ્તાન કરતાં ઇરાન અને મિસર દેશમાં સનદી રાજ્યપ્રબંધ
માટે લોકોમાં ઘણીજ લાલસા વધી ગયેલી જણાઇ આવે છે. તેહરા-
નના મુસલમાનોને રશિયાનો ભય છે અને એક રીતે ઇરાનનો ઉત્તર
ભાગ રશિયાના અધુરા અધિકારમાં ગયો પણ છે. જેવી રીતે ઇજીપ્ત
ઇંગ્લંડના તાબામાં ગયેલ છે તેવીજ રીતે ઇરાનમાં પણ જણાઇ
આવે છે. તેથી, આવા સંકટોમાંથી છુટવાની હિલચાલ ઇરાનીઓમાં
ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ છે. તેઓને જણાતું હશે કે યુરોપિયન
રાજવ્યવસ્થા સાથે આપણો નજીકનો સંબંધ હોવાને લીધે જયાં સુધી
આપણે સનદી રાજયપ્રબંધ નહિ કરીએ ત્યાં સુધી પરદેશીઓના
ગાંસડાં પોટલાં આપણા દેશમાંથી બહાર ફેંકી દેવા માટે સહેલ થશે
નહિ. ઇજીપ્તને અંગ્રેજી અધિકારમાં ચાલ્યા જવાની કહાણી સાંભળી
અચરજ થવા કારણ નહિ રહે કે ખેદીવે સનદી રાજ્યપ્રબંધની
સમ્મતિ કેમ આપી? ઇ૦ સ૦ ૧૮૬૨ માં ઇજીપ્તના ખેદીવને
યુરોપના લોકો પાસે કરજ કરવાની ઘનીની દશા બેઠી!

યુરોપિયન શાહુકારોએ ધીરે ધીરે કરજની લાલચ વધારી દીધી અને વીસ વરસમાં ૧૪૦ કરોડનું કર્જ ઇજીપ્તના ખેદીવ માથે થઇ ગયું !! ઇંગ્લંડના કોઇ કોઇ લેખકોનું તો એમ કહેવું છે કે કરજની અરધી રકમ તો ખેદીવને મળી પણ નથી!!! કોઇ એક રકમ ત્હેના વ્યાજના વ્યાજ સાથે વધી અને થોડી ઘણી રકમ જે ખેદીવના હાથમાં આવી તેમાં પણ સુવેઝની નહેરમાં ખર્ચ કરેલ ૨૪ કરોડ રૂપિયા બાદ કરતાં બીજી કોઇ પણ રકમ પ્રજા લાભના કામ માટે ખર્ચ થઇજ નથી. આ કરજની રકમ મિસરને યુરોપિયન વેપારીઓ તરફથી આપવામાં આવેલ હતી, તેથી મિસરની સરકારી આવક ઉપર પહેલાં તેજ લોકોને નીમવામાં આવ્યા, ત્યાર પછી તે ઉપજ પર દેખરેખ રાખવા માટે યુરોપિયન અધિકારીઓની પસંદગી થઇ. ઋણુશોધ જલદી કરવાના વિચારને લીધે નહેર આદિ કાઢવા ધનની જરૂર ઘણી જ પડવા લાગી. યુરોપિયન લોકોએ, દેશમાં શાંતતા રહેવાથી અને રાજ્ય વ્યવસ્થામાં સ્થિરતા થવાથી શાહુકારોનું ઋણુ મળી શકે છે એમ ધારી અંગ્રેજો સરકારી ઉપજ સિવાય દેશની શાંતિ પર પણ નજર દોડાવવા લાગ્યા. મ્હોટી જગ્યાઓ યુરોપિયન લોકોને આપવામાં આવી. અને જમીન ઉપરના કરનો કેટલોક ભાગ કરજના વ્યાજમાં જોડી દેવામાં આવ્યો. આવી દુર્દશાથી ત્યાંના લોકોમાં અસંતોષ ફેલાઇ ગયો અને બળવાઓ થવા લાગ્યા. તેથી અંગ્રેજોને પોતાની ફોજ ઇજીપ્તમાં રાખવાની ઘણી જરૂરીયાત જણાઇ માત્ર ઉપજ ખર્ચનો હિસાબ અને તેથી પણ વધુ, સેના વિભાગ પણ પરદેશિઓના હાથમાં ચાલ્યો ગયો. પહેલાં એમ જણાવવામાં આવ્યું કે અંગ્રેજી સેના અહિં હમેશને માટે રાખવામાં આવશે નહિ ! પરંતુ જે જમીનપર ગોરા લોકોના બુટની એડી પડે છે તે જમીન અંગ્રેજી થઇ જાય છે! ! એ ન્યાયને અનુસરી અંગ્રેજી રાજનીતિજ્ઞ લોકોએ વખતો વખત

આપેલ વચનોને એક બાજુએ મૂકી મિસરમાં આજ કાલ અંગ્રેજી સેનાની મ્હોટી વસ્તી વસાવી દીધી છે. ગ્લૅડસ્ટનના વખતમાં લોકોને એવી આશા હતી કે મિસર વિષેનો આવો ન્યાય મટી જશે; પરંતુ તે દેશ હિન્દુસ્થાનનીજ માફક હોવાથી અને ત્હેની સ્વતંત્રતાથી હિન્દુસ્થાનના રક્ષણમાં વિઘ્ન આવવાના ડરથી લીબરલ પક્ષના અમલમાં અંગ્રેજી ફોજ ઇજીપ્તમ વધારે અને વધારે મજબૂત બનાવવામાં આવી. અહિં ફ્રાંસ અને ઇંગ્લંડ બન્નેનો પરસ્પર સંબંધ ઘાડો થઇ જવાથી ફ્રાંસે પણ ઇજીપ્તને હમેશને માટે પરાધીન રાખવાની સલાહ ઇંગ્લંડને આપી; તેથી ઇજીપ્તને ઇંગ્લંડથી ન્યાય મળવાની અને પોતાને સ્વતંત્ર થવાની આશા બિલકુલ રહી નહિ, જો કે ખેદીવ નામ માત્રનો રાજા છે તો પણ લશ્કરી ફોજનો અધિકાર અને જમા ખર્ચનો હિસાબ અંગ્રેજોનાજ હાથમાં છે અને કોન્સલ—જનરલ નામનો અંગ્રેજ પદાધિકારી ત્યાં છે તેજ ત્યાંનો સાચો રાજા છે. તો પણ યુરોપના કેટલાક દેશોની એવી ઇચ્છા નથી કે ઇજીપ્ત દેશ એકલો ઇંગ્લંડનોજ થઇ જાય; કારણકે ઇંગ્લંડની માફક ફ્રાન્સ, રશિયા આદિ દેશોના શાહુકારોનું પણ ઇજીપ્તને કરજ છે. યુરોપના ઘણા ખરા લોકો વ્યાપાર નિમિત્તે અથવા બીજા કોઇ વિચારથી ઇજીપ્તમાં રહે છે અને બધા લોકો પોતપોતાનો લાભ છોડતા નથી. અંગ્રેજ સરકાર જેમ સહેજ લીલા કરીને હિંદુસ્તાનના કોઇ પણ રાજાને ગાદીપરથી ઉઠાડી મૂકે છે, તેમ ઇજીપ્તની વર્ત્તમાન સ્થિતિમાં ખેદીવને ગાદીપરથી ઉઠાડી મૂકવો એ સહેલ બાબત નથી. મિસરની અંગ્રેજી અમલદારી મિસરના લોકોને પરાધીન બનાવવા માટે ઇષ્ટ હોવા છતાં પણ યુરોપના બીજા દેશોએ મિસરને પરાધીન બનાવવાની બાબતમાં બિલકુલ સમ્મતિ આપી નથી તેથી અંગ્રેજ લોકો હિંદુસ્થાનની માફક કોઇપણ બે કાયદેસર વર્ણ-ણુક કરવા માટે તૈયાર થઇ શકતા નથી. મિસરના મુસલમાનોને તે

સાફ જણાઇ રહેલું છે કે ઇજીપ્તનો રાજા ખેદીવ એક લાકડાના પુતળાથી વધીને કાંઇજ નથી. આવી સ્થિતિની અંદર યાહુદી ઇજીપ્તની પ્રજા, ઇજીપ્તનો રાજા અને બધા યુરોપિયન દેશો એકમત નહિ થાય તથા બીજા મુસલમાન દેશોની સહાનુભૂતિ અને સહાયતા નહિ મળે ત્યાં સુધી ઇજીપ્ત દેશ ઇંગ્લંડના પંજામાંથી છૂટી શકવાનો નથીજ.

ઇજીપ્તની પ્રજા અને ઇજીપ્તના ખેદીવને એકમત થવા નહિ દેવામાંજ ઇંગ્લંડનું હિત છે અને એવી એકતા થવા નહિ દેવાની ચતુરાઇ અંગ્રેજોએ મિસરમાં કરી છે. હિન્દુસ્થાનના રાજાઓ કોઇ કોઇ બાબતમાં સ્વતંત્ર છે તેમ ઇજીપ્તનો ખેદીવ પણ છે. ઇજીપ્તની પ્રજાને હમેશાં એવું સમજાવવામાં આવે છે કે "ભાઇઓ ! અંગ્રેજોને લીધેજ ત્હમારા દેશમાં નીલ નદીની નહેરો નીકળી છે, અંગ્રેજોને લીધેજ ત્હમારા દેશમાં રેલ્વે, તાર અને સડકો બંધાઇ છે, અંગ્રેજોને લીધેજ ત્હમારા રાજકાર્યમાં બરાબર વ્યવસ્થા થઇ છે. ત્હમારા માટે ખેદીવ કરતાં અંગ્રેજોનો અધિકાર ઘણોજ સુખદાઇ છે." અને ખેદીવને પણ એમ કહેવામાં આવે છે કે "ભાઇ, ત્હારા બાપદાદાએ એશ આરામ અને ભોગવિલાસના જે જે પદાર્થો જોયા નહોતા તે આજ ત્હને બેધડક મળી રહ્યા છે અને ત્હારો ખજાનો આગળના કરતાં વધારે ભરેલો છે, અંગ્રેજોની અમલદારીજ ત્હારા સુખનું મૂળ છે." આવી આવી યુક્તિઓથીજ અંગ્રેજોની અમલદારી ઇજીપ્તમાં કાયમ રાખવી સહેલ થઇ પડી છે. નીલ નદીની નહેરો કાઢવાથી ખેડુતોની દશા આગળના કરતાં સુધરી ગઇ એ વાત સત્ય હશે; પરંતુ આથી "ઇજીપ્તમાં રાષ્ટ્રીય પક્ષ ઉત્પન્ન થઇ શકશે નહિ" એવું જે અંગ્રેજોએ અનુમાન બાંધ્યું હતું તે ફળિભૂત થયું નથી. નીલ નદીની

મ્હોટી મ્હોટી નહેરો બાંધવાથી ખેડુતોને ફાયદો થયો છે તો શું અંગ્રેજોને તેઓના કરતાં ઓછો ફાયદો થયો છે? પ્રજાને કહેવામાં આવ્યું છે કે ત્હમે બેસીને જોયા કરો કે ત્હમારા બાપદાદાઓના વખત કરતાં હમણાની ખેતીમાં તમને વધારે ઉપજ થાય છે કે નહિ? પરંતુ જ્યારે તેઓની ખેતીની ઉપજનો એક મ્હોટો ભાગ બીજાઓની લૂંટમાં ચાલ્યો જાય છે ત્યારે તેઓ આંખો ચોળીને કેમ રહી શકે છે? સુખ અને દુઃખ પાસેજ છે, તેથી ત્હેની તુલના કરતી વખતે, દરેક માણસ પોતાની સ્થિતિની તુલના પોતાની આસપાસની પ્રત્યક્ષ સ્થિતિથી કરી શકે છે. ઇજીપ્તનો દેશી જ્યારે જુએ છે કે સવારથી સાંજ સુધી મહેનત કરી હું જેટલું કમાઉં છું તેથી સોગણું યા સહસ્રગણું વધારે મ્હારાથી થોડી મહેનત કરીને મ્હારાજ દેશમાં એક પરદેશી કમાય છે, ત્યારે ત્હેનું મન કેવી રીતે સંતુષ્ટ રહી શકે? "ત્હારા બાપ અને બાપદાદાઓને ત્હારી માફક મળતું હતું શું?" એવી રીતના વચનો કહેવાથી ત્હેનો અસંતોષ મટી શકે છે શું? આવી રીતની બાબતો સમજાવવાવાળા અંગ્રેજોને મિસરનો દેશી જવાબ આપશે કે "અરે ભાઇ! મ્હારા બાપદાદાઓ મ્હારાથી કંગાળ હતા, પરંતુ ત્હારા બાપદાદાઓ તો પોતાના શરીર ઉપર રાખ અને ચામડાંઓ ઓઢીને ફરતા હતા. તેઓના કરતાં જરા વધારે ત્હને મળે તો બસ છે. ત્યારે તું આટલી સંપત્તિ અને વૈભવ લઈને શું કરશે?" ઇજીપ્તમાં નવી તરેહની યાંત્રિક કળાઓ ચલાવવા માટે અંગ્રેજોની ખોટી બડાઇ બોલાતી હશે, આ બડાઇના બદલા તરીકે તે લોકો મિસરના ખેદીવ અને પ્રજા પાસેથી જે ગુરૂ દક્ષિણા માગે છે તે ખરેખર અન્યાય, સ્વાર્થ, અને જૂલમથી ભરેલી છે. એક રીતે સંતોષ પામવા જેવું છે કે મિસરના લોકો અને ખેદીવ એટલા બધા

બુદ્ધિહીન નથી કે તેઓ પોતાની આ દશા સમજી શકે નહિ. અને એટલા ધૈર્યહીન પણ નથી કે પોતે સમજીને ખુલ્લેખુલ્લી રીતે બોલે યા વર્તણુક પણ કરી શકે નહિ.

મિસર દેશમાં સનંદી રાજ્ય પ્રબંધના નામથી તે લોકો સ્વરાજ્ય ઘણા જોરથી માંગી રહ્યા છે અને આ માગણી માટે ખેદીવ પણ પોતાની સમ્મત્તિ આપી છે. આ કૃતિપર હિંદુસ્થાનના રાજા લોકો ધ્યાન પૂર્વક વિચાર કરશે? જો ખેદીવ મિસરના રાષ્ટ્રીય પક્ષથી વિરૂદ્ધ હોત તો આજ તેને જે મહત્વ પ્રાપ્ત થયેલ છે તે ન થાત. માત્ર ધન ઇચ્છા અને સુખોપભોગપર જો ખેદીવ સંતુષ્ટ રહેત તો ત્હેને અંગ્રેજ અમલદારીમાં કોઇ પણ બાબતનું ઓછાપણું નહોતું; પરંતુ ત્હેના બાળ બચ્ચાંઓ, અધિકાર વિષે, હિંદુસ્થાનના રાજવંશી પુતળાં જેવાં થઇ જાત. આવી સ્થિતિમાં પ્રજાને સ્વરાજ્યના હક્કો મળ્યા સિવાય અને દેશમાં પાર્લામેન્ટ સભા જેવી સંસ્થા સ્થાપિત થયા સિવાય ઇજીપ્તનો ખેદીવ અને ત્હેનો વંશ, સમુળગો નષ્ટ થયા સિવાય રહેશે નહિ. એ સિવાય ખેદીવે જે એક સુધારો કરવા ધારેલ છે તે એ છે. કે ત્હેના વિરૂદ્ધ કોઇ પણ યુરોપિય થવાનો નથી. ખેદીવ પોતાની પ્રજાને કાંઇ પણ અધિકારો આપવાને તૈયાર છે. તેથી તેની આ દૂરદર્શિતા માટે યૂરોપિયન દેશો ત્હેની વાહવાહ કરશે. ખેદીવનું યુરોપિયનોને એવું કહેવું છે કે મિસર દેશમાં તમોએ ત્હમારી જે પુંજી રોકી છે ત્હેનું ભરપૂર વ્યાજ તમે લ્યો. પરંતુ, માત્ર કરજ આપવા યા નવીન યંત્રકળા શિખડાવવા માટે મિસરને સમૂળગો ખાઇ જઇ હમેશને માટે પરાધિન નહિ કરો. ખેદીવે પેરીસના એક સમાચાર પત્રના પ્રતિનિધિને પણ કહ્યું હતું કે મિસરના મુસલમાનો સહેજ સ્વતંત્રતાપ્રિય છે અને યંત્રકળા પણ તેઓના સ્વભાવને અનુકૂળ છે. યુરોપિયન લોકોના વધતા જતા લોભને રોકવા માટે ખેદીવે એક ઉપાય શોધી કહાડયો

છે; અને તે એ છે કે, જેમ બને તેમ મિસરની પ્રજાને સ્વરાજ્યના હકકો આપવા જોઇએ. જો હિન્દુસ્થાનના રાજાઓ પણ સ્વાર્થબુદ્ધિને એક બાજુએ રાખી, વિચાર કરે કે, પ્રજાને સ્વરાજ્યના હકકો આપવાથી આજ કાલ રાજા અને રજવાડાઓની પ્રજા—બન્નેનું—હિત છે તો મિસરના રાષ્ટ્રિય પક્ષને આજ જે મહત્વ મળ્યું છે તેવુંજ મહત્વ હિન્દુસ્થાનના રાષ્ટ્રિયપક્ષને મળવા સિવાય રહેશે નહિ. એટલુંજ નહિ પણ ત્યાંના બધા મુસલમાનો પણ ઉપર કહેલ નવીન જાગૃતિની હિલચાલ કરી રહેલ છે. હિન્દુસ્થાનના મુસલમાનોએ વિચાર કરવો જોઇએ કે મિસર, ઇરાન આદિ દેશોની પાછળ ન રહેતાં બધી જાતના ઉપાયોમાં આગળ વધે કે જેથી સ્વરાજ્યના હકો મેળવવાને સહેલ થાય. જો સ્વરાજ્યના હકો વિષે હિન્દુસ્થાનના મુસલમાનો ઉદાસીન રહેશે, તો માત્ર ત્હેમનું એકલાનુંજ નુકસાન થશે નહિ, પરંતુ તે હિલચાલ પણ લુલી લંગડી થઇ જશે, કે જે હિલચાલ ઇરાન, મિસર આદિ તેમનાજ જાતિ ભાઇ મુસલમાનોના ઉધ્ધાર માટે આવી રહી છે. મિસરી અને હિન્દુસ્થાની મુસલમાનો એક સાથે સ્વરાજ્ય મેળવવા માટે ઉદ્યોગ કરશે તો બન્નેના માર્ગમાં જે અડચણો હોય ત્હેને દુર કરવા એક બીજાને મદદ કરી શકશે. સ્વરાજ્યનો હક મેળવવા માટે રાષ્ટ્રિય સભા (કોંગ્રેસ) દ્વારા જે ઉપાયો કરવામાં આવેછે ત્હેમાં મુસલમાનોની પૂરતી સહાયતા મળવાથી મિસર અને હિન્દુસ્થાન બન્નેનો માર્ગ સુગમ થઇ જશે. એક દૃષ્ટિએ વિચાર કરી જોતાં સ્વરાજ્યના વિષે મિસરના લોકો આગળછે, તોપણ જો ખેદીવની માફક આપણા રાજા લોકો ધૈર્યવાન અને સ્વાર્થત્યાગી થઇ જાય, તથા મિસરના મુસલમાનોમાં સનદી રાજપ્રબંધ મેળવવાની હિલચાલ પ્રસારવા લાગે તો મિસરની બરોબરી કરવામાં હિન્દુસ્થાનને ઝાઝો વખત લાગશે નહિ.

# મહાત્મા દાદાભાઇનો છેલ્લો ઉપદેશ.

"દાદાભાઇ નવરોજી શું કહેશે?" એ અમારૂં ભવિષ્ય ખરૂં પડયું છે અને ત્હેની ખાત્રી માટે દાદાભાઈ નવરોજીનું ભાષણ જે કોઇ વાંચશે ત્હેના ધ્યાનમાં પણ આવી જશે. હિન્દુસ્થાનને સ્વરાજ્ય જોઇએ છે અને તે સ્વરાજ્ય માગવું એ કોંગ્રેસનું મુખ્ય કર્ત્તવ્ય છે, એવું ખરા જોરથી પ્રતિપાદન કરનાર દાદાભાઇ નવરોજી કરતાં બીજો કોઇ પણ યોગ્ય છેજ નહિ. યાને દાદાભાઇ કરતાં વયમાં, અનુભવમાં, અને સન્માનનીયતામાં કિંચિત્ ઓછા માણસે જો આ બાબત કોંગ્રેસના પ્લેટફોર્મ ઉપર પોતાના કણ્ઠસ્વરથી કહી હોત તો નરમ પક્ષમાંના સાધારને તો નહિ પરંતુ મ્હોટા મહાવીરોને પણ ત્હેનો સ્વિકાર કરવો પડયો હોત.

દાદાભાઇ સ્વરાજ્ય વિષે આવીજ રીતે ઉપદેશ કરશે એવું અમે તો પહેલાંથીજ કહ્યું હતું. પરંતુ નરમ પક્ષની સમજણ તેવી નહોતી એ જણાઇ આવે છે, કાંઇ પણ હોય, સોની કાન વીંધે ત્યારે કોઇ પણ જાતનો વાંધો રહેતો નથી તેમ નરમ પક્ષની પણ સ્થિતિ થઇ છે. દાદાભાઈ નવરોજી પોતાના ભાષણમાં "સેલ્ફ ગવ્હર્નમેન્ટ" કિંવા "હોમરૂલ" એ બે શબ્દોનો ઉપયોગ કરીને રહ્યા નથી, પરંતુ આખા હિન્દુસ્થાનને પરિચિત સ્થળે સ્વરાજ્ય શબ્દનો તેમણે જાણી જોઇનેજ પોતાના લેખમાં અને ભાષણમાં ઉપયોગ કરેલ છે. રાષ્ટ્રીય સભા અને સ્વરાજ્યની ગાંઠ આ વૃદ્ધ મહાપિતામહે જે બાંધી છે તે કોઇનાથી પણ છોડી શકાશે નહિ. બાવીસમી રાષ્ટ્રીયતાના કાર્યક્રમના સંબંધમાં જે મ્હોટો ફેરફાર થયો હતો તે એજ છે. રાષ્ટ્રીય સભા અને સ્વરાજ્યનો હકકનો (સમાન વયમાં આવ્યા પછી) રાજકીય

હિલચાલની સમ્માનિયક વૃદ્ધ મહર્ષિ ઉપાધ્યાય દાદાભાઇ નવરોજીના હાથે કલકત્તાની કોંગ્રેસ વખતે સશાસ્ત્ર વિવાહ કરવામાં આવ્યો છે; અને આ વિવાહ રાષ્ટ્રીય સભા સાથે પિતૃત્વનો સંબંધ રાખવાવાળા કેટલાક ગૃહસ્થોને જો કે પૂર્ણ રીતે પસંદ પડયો નહિ હોય તો પણ તેને તોડવા કિંવા તેમાં યત્કિંચિત પણ ઓછાપણું લાવવાનું હવે અશક્ય છે. દાદાભાઈ નવરોજજી સિવાય બીજા કોઇ પણ ઉપાધ્યાયથી આ કામ પાર પડયું ન હોત, અને કદાચિત પાર પડત તો નિભાવી શકાત નહિ. આ વિવાહ સંબંધે અમેજ આવી રીતના ઉદ્ગારો કાઢીએ છીએ એવું નથી; રાષ્ટ્રીય સભાનું કામ ખલાસ થયા પછી ઉપસંહાર તરીકે દાદાભાઇ નવરોજજીએ જે ભાષણ કર્યું હતું, તે ભાષણમાં તેઓ બોલ્યા કે, જુના પક્ષના લોકો તરફથી પચાસ સાઠ વર્ષ એક સરખી મહેનત કરીને સ્વરાજ્ય સિવાય હિન્દુસ્થાનના લોકોનું દુઃખ ઓછું થઇ શકનાર નથી એ સિદ્ધાંત તમારી સામે માંડવામાં આવેલ છે. નવીન પક્ષ તરફથી જૂના પક્ષને થોડી ઘણી જાગૃતિ મળી એ વાત ખરી છે; પરંતુ આ ઉદ્દેશને જો સ્પષ્ટપણે તમારી નજર આગળ રાખીને, તમે નવીન પક્ષના લોકો, કામ કરશો; તો જૂના પક્ષના લોકોએ પચાસ વર્ષ સુધીના કરેલા કામોનું સાર્થક થશે." સ્વરાજ્ય—લોકોએ પોતે ચલાવેલું સ્વરાજ્ય—આપણને પ્રાપ્ત થયા સિવાય આપણા ઉદ્ધારનો બીજો કોઇ પણ માર્ગ નથી, એવું સ્પષ્ટપણે અને સહેલી ભાષામાં જ્યારે દાદાભાઇએ કોંગ્રેસના સ્ટેજપર કહ્યું ત્યારે કોઇ વૃદ્ધ દેવદૂત પોતાની તરૂણ મંડળીને છેવટનો ઉપદેશ કરવાજ અવતરેલ છે કે શું એવો ભાસ થતો હતો, અને અમારી એવી ખાત્રી છે કે આ તેમના છેવટના સંદેશાથી સર્વ તરેહની રાજકિય હિલચાલો કરવાના આપણા અંતિમ હેતુઓ અને ઉદ્દેશો શું

હોવા જોઇએ તેના વિષે તરૂણ મંડળીની અંદર બિલકુલ મતભેદ રહેશે નહિ.

હિન્દુસ્થાનને સ્વરાજ્ય મળવુંજ જોઇએ. એ સિવાય બીજો રસ્તો છેજ નહિ. એ આપણી રાજકિય હિલચાલનું કાયમનું પ્રધાન તત્વ બનેલ છે; અને આજ સુધી એકવીસ વર્ષના રાષ્ટ્રીય સભાના પૂર્વના અધ્યક્ષોએ આ બાબતમાં જે વિધાનો કરેલાં છે તે હવે બધાં રદ થયાં છે. ખુદ દાદાભાઇ નવરોજીએ કહ્યું હતું કે "બાવીસમી રાષ્ટ્રીય સભામાં જે કાંઇ નવીન થયું હોય તો તે આજ છે." સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એજ તમારૂં કર્ત્તવ્ય છે, એવો સિદ્ધાંત હું તમોને આ સભાની અંદર કહું છું અને તે માટે તમો કામ કરીને તે હકકો સંપાદન કરો એટલે મ્હેં આજ સુધી જે કાંઇ કર્યું હશે તેનું મ્હને ઇનામ મળ્યું છે એમ હું સમજીશ. આ તેમનો આપણને છેવટનો સંદેશો છે. અને આ સંદેશાને એકસંપથી અમલમાં લાવવો એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે, સારાંશ એ છે કે સ્વરાજ્ય મેળવવું એજ રાષ્ટ્રીય સભાનું મુખ્ય કામ છે.

બાવીસમી રાષ્ટ્રીય સભામાં આ કરતાં પણ કાંઇ વધારે નિષ્પન્ન થયું હોત તોપણ આ બેઠક ચિરસ્મરણીય થઇજ હોત. પરંતુ આ કરતાં પણ વધારે એક પગલું બાવીસમી સભા વધી છે. સ્વરાજ્યની કલ્પના નરમ ગરમ પક્ષના ઝગડાથી કાંઇ આગળ આવેલી નથી. વૃદ્ધ પુજ્ય અધ્યક્ષ પોતાના અનુભવનો અને જ્ઞાનનો ફાયદો તરૂણ મંડળીને આપવાના હેતુથી રાષ્ટ્રીય સભાને સ્વરાજ્યના હકો સાથે આવી રીતે જોડી નાખી છે. તે વિષે કોઇને સારૂં યા ખરાબ લાગે પણ બધાએ **"શુભ મંગલ સાવધાન"** કહી આ વિવાહને અભિનંદનજ કરવું જોઇએ. સ્વરાજ્યનો ઉદેશ આવી રીતે આપણી સામે રાખી તેની સિદ્ધતા

માટે ક્યા માર્ગથી કામ કરવું એ કલકત્તાની રાષ્ટ્રીય સભા વખતે બીજો મહત્વનો પ્રશ્ન હતો.

દાદાભાઈ નવરોજજીનો આજ સુધીનો માર્ગ કહીએ તો, વિલાયતના લોકો આગળ પોતાની ફરિયાદ માંડી તેઓના મન આપણા તરફ વાળવા અને તે દ્વારા રાજકિય હકોને પ્રાપ્ત કરાવવા એજ છે. પરંતુ દાદાભાઈએ પોતાના અધ્યક્ષપણાના કરેલા ભાષણમાં પોતે સાફ કબુલ કરે છે કે " આ ઉદ્યોગમાં આપણી તીવ્ર નિરાશા થયેલી છે. તે "એટલે સુધી કે આપણી જગ્યાએ જો કોઈ બીજો પુરૂષ હોત તો "બંડ કરવાને ખરેખર તૈયાર થયો હોત."

દાદાભાઈની આ નિરાશાના ઉદ્ગારો સાંભળીને સહેજ—વિશ્વાસ નિષ્ઠ તરૂણો સિવાય બીજા ભોલેલા અંતઃકરણો આ માર્ગના નિરૂપયોગીપણા માટે સંશયિત રહેશે એવું અમને જણાતું નથી. ખુદ દાદાભાઈ નવરોજજીને લીબરલ પક્ષની હજુ આશા છે તે વાત ખરી છે; પરંતુ તેમની આશા કરતાં અનુભવ તરફ તરૂણ મંડળે વધારે ધ્યાન આપવાની જરૂર છે. પોતાની ઉમરનાં ૮૨ માં વર્ષે સાઠ વર્ષ સુધી અબાધિત ચલાવેલો ક્રમ **प्रारब्धमुत्तमजना न परित्यजति**" આ ન્યાય કોઈ પણ સત્પુરૂષ છોડી દેશે નહી. દાદાભાઈ નવરોજજીના મનની સદ્ય સ્થિતિની આશાની આવી રીતે ઉત્પત્તિ લાગવી શક્ય છે. પ્રશ્ન માત્ર એટલો છે કે, આ નિરાશાથી તરૂણ મંડળને શું બોધ લેવો જોઈએ? નરમ ગરમ પક્ષની અંદર પણ જે ભેદ છે તે પણ તેજ બાબતનો છે.

ભિક્ષાદેહીનો માર્ગ રાષ્ટ્રીય સભાએ તદ્દન છોડયો નથી એ ખરૂં છે; પરંતુ તે સાથે એટલું પણ યાદ રાખવું જોઈએ કે, સ્વદેશી હિલચાલ, બહિષ્કાર રાષ્ટ્રીય શિક્ષણ આ ત્રણે સ્વાવલંબનના રસ્તાઓ

બાવીસમી રાષ્ટ્રીય સભાએ પુર્ણપણે અંગિકાર કરેલ છે. બહિષ્કાર વિષે એવો ઠરાવ પાસ થયો છે કે “ જે રીતે હિન્દુસ્થાનના હમ-
“ણુાના રાજકિય કારભારમાં પ્રજાનું કહેવું સાંભળવામાં આવતું નથી
“અને પ્રજાએ કરેલી અરજીઓનો યોગ્ય વિચાર થતો નથી તેથી બં-
“ગાળમાં પ્રથમતઃ બંગભંગના નિમિત્તથી શરૂ થયેલ બહિષ્કાર કાયદે-
સર હતો અને છે એવું કોંગ્રેસનું મત છે.” આ ઠરાવ માત્ર બંગાળને લગતોજ છે, કિંવા બહિષ્કાર યોગ સામાન્ય રીતે કાયદેસર પણું પ્રતિપાદન કરનારને છે તે વિષે ઉપરનો ઠરાવ મંજુર થતાંજ સભાની અંદર થોડી ઘણી ચર્ચા થઇ હતી. અને બાબુ બિપિનચંદ્ર પાલે તેનો સામાન્ય સિદ્ધાન્ત કહી, જે અર્થ કર્યો છે તે બરોબર નથી, એવું કહેવા માટે નામદાર મદનમોહન અને ગોખલે આગળ આવ્યા હતા. પરંતુ તેઓનું સભામાં કાંઇ પણ ચાલ્યું નહોતું. બહિષ્કારનો ઠરાવ જો માન્ય નહોત તો તેનું સામાન્ય સ્વરૂપ કાઢી નાખવા જેવા શબ્દો ઠરાવ પાસ થયા પહેલાં કાઢી નાંખ્યા નહોત ? “ કાયદેસર ” શબ્દની પહેલાં “ બંગાળને માટે ” એ શબ્દ નાખવાને તેમાં તે વખતે સગવડ હતી. પરંતુ તેમ ન કરતાં જ્યારે આ ઠરાવ સર્વાનુમતે મંજૂર થયો છે તો પછી તેનો અર્થ અમુક પક્ષના મત પ્રમાણે છે એવું કહેવાને હવે ખુદ કોંગ્રેસના સેક્રેટરીને કિંવા અધ્યક્ષને પણ કહેવાનો હકક રહ્યો નથી. આ ઠરાવ જેણે લખ્યો, વાંચ્યો, સભા સામે માંડયો, અનુમોદન આપ્યું અને મંજૂર કર્યો તે બધાની અંગ્રેજી ભાષાના જેવી દશા હતી; અને તડજોડ કરવા માટે જે કાંઇ ઉપાય ઉભય પક્ષોને આવ્યા હોય તેની પછવાડેથી હાલ થતી ચર્ચા કરવી ઇષ્ટ નથી. બહિષ્કારનો બીજા પ્રાંતોએ સ્વિકાર કરવોજ જોઇએ એવું આ કોંગ્રેસનું કહેવું છે એ વાત ખરી છે; પરંતુ જે પરિસ્થિતિમાં બહિષ્કાર યોગ કાયદેસર છે એવું કોંગ્રેસ પોતાનું મત

આપ્યું તે પરિસ્થિતિ (એટલે પ્રજાનું કહેવું સરકારે ન સાભળવું અને તેમની અરજીઓનો વિચાર પણ ન કરવો) બંગાળનેજ નહિ પરંતુ આખા હિન્દુસ્થાનને એક સરખી લાગુ છે. અર્થાત બહિષ્કાર કોઇ પણ પ્રાંતમાં સ્વિકારવામાં આવે તોપણ તે કોંગ્રેસના મત પ્રમાણે કાયદે-સરજ છે. અર્થાત આ બાબતમાં રાષ્ટ્રીય સભાનું એક પગલું આગળ કરતાં વધ્યું છે એવું કહેવું જોઇએ; અને પ્રગતિનો આ ઓઘ કાયમ રહેવાથી બહિષ્કાર યોગ માત્ર કાયદેસરજ છે એટલુંજ નહિ પણ તેનો બધાએ અંગિકાર કરવો આવો ઠરાવ પણ જલદીથી મંજૂર થશે. બીજો ઠરાવ સ્વદેશી વિષેનો છે. થોડી ઘણી અગવડો સહન કરીને કિંવા વધારે કિમ્મત આપીને ( at some sacrifice ) સ્વદેશી માલને ઉત્તેજન આપવું યા નહિ, એ વિષે પણ વાદ વિવાદ થયો હતો. નામદાર મહેતાનું સ્વદેશી વિષેનું મત પ્રસિદ્ધ થયેલું છે. તેમનું કહેવું છે કે સ્વદેશી માલ લેવો એટલે તે "બહિષ્કારજ છે." સ્વદેશીનો ખરો અર્થ તેમ નથી અને મુસલમાન લોકોને બીજો અર્થ પસંદ પડવાનો નથી. સારાંશ, આ બાબતમાં લૉર્ડ મીન્ટો અને મહેતાની એક વાક્યતા છે પરંતુ આ કોંગ્રેસને પસંદ પડયું નહોતું. અને ઘણોજ ટંટો થઇ આખરે ( at some sacrficeil ) સ્વદેશી માલને ઉ-તેજન આપવું, એવો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

રાષ્ટ્રીય શિક્ષણના ઠરાવ બાબત કોઇનો પણ મતભેદ હતોજ નહિ. અમારે કહેવું જોઇએ કે રાષ્ટ્રીય શિક્ષણની આવશ્યકતાના મહત્વ અને ઉપયુક્તતા બાવીસમી સભામાં પૂર્ણપણે માન્ય થયેલ છે.

આ બધી બાબતોનો વિચાર કરવાથી રાષ્ટ્રીય સભા ૧૯૦૬ ની સાલમાં નવીનજ દિશાએ ચાલવા લાગી છે, તે બધાને જણાઇ આવશે. ખુદ દાદાભાઇ નવરોજજીએ પોતાના છેવટના ભાષ-

ણમાં એજ બાબત કહી હતી તેપણ મી૦ દત્ત મી૦ દાદાભાઇના મોઢે કલકત્તામાં એક ઠેકાણે મીજમાની થઇ તે વખતે, " સ્વાલંબનનો પહેલો પાઠ બાવીસમી બેઠકમાં રાષ્ટ્રીય સભાને મળ્યો " એમ ખુલ્લે ખુલ્લું કબુલ કર્યું હતું. કોઇ પણ કાર્ય સિદ્ધ કરવા સાધ્ય અને સાધન આ બંને કાર્યકારી પુરૂષોના વિચારો નિશ્ચિત અને સ્થિર હોવા જોઇએ. રાષ્ટ્રીય સભાના ચાલકોમાં આ બંને બાબતો વિષે તેઓની બુદ્ધિ જોઇએ તેવી સ્થિર થઇ નહોતી. બાવીસમી સભામાં આ વિષેનો બરાબર ફડચો આપણા વયોવૃદ્ધ અને તપોવૃદ્ધ નિસ્સીમ દેશમાંથી દાદાભાઇ નવરોજજીના હાથથી થયો એ ઘણી આનંદની વાત છે. સ્વરાજ્ય આપણને સાધ્ય છે અને સ્વદેશી હિલચાલ, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ સ્વાલંબનના હેતુઓ સિદ્ધ કરવા માટે આપણે મ્હોટા સાધનો છે. આ સાધનોનો યોગ્ય ઉપયોગ કરીને નવીન તરૂણ મંડળીએ દાદાભાઇ નવરોજીના કહેવા મુજબનું કાર્ય સિદ્ધ કરવું જોઇએ, બધાએ મળી આ નિર્દિષ્ટ કરેલ સાધનોનો ઉપયોગ સ્વરાજ્યનો હક મેળવવા માટે કરવો જોઇએ, અને આવી રીતે ઉદ્યોગ કરવાથી ઇશ્વર કૃપાએ જલદીજ ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થયા સિવાય રહેશે નહિ એમાં અમને સંપૂર્ણ આશા છે.

મહાત્મા દાદાભાઇના ભાષણનો મુખ્ય મુદ્દો એકજ હોવાથી " **मूले कुठारः** " એ ન્યાયથી તે સ્વરાજ્યજ છે. દાદાભાઇ નવરોજી હિન્દુસ્થાનને ઉપદેશ કરે છે કે "ભાઇઓ! સ્વરાજ્ય મેળવ્યા સિવાય તમારી બીજી બધી ખટપટો વ્યર્થ છે. સ્વરાજ્યની પ્રાપ્તી થયા સિવાય હિન્દુસ્થાનમાંથી બહાર જનારા પ્રચંડ દ્રવ્યનો અટકાવ થશે નહિ. સ્વરાજ્ય મેળવ્યા સિવાય દુષ્કાળમાં આવીજ રીતે લાખો અને કરોડો લોકો મરવા સિવાય રહેશે નહિ. સ્વરાજ મેળવ્યા

વગર લોકોનો હમેશનો ભુખમરો બંધ થશે નહિ. સ્વ-રાજ્ય એ દાદાભાઇના ભાષણનો મુખ્ય મુદ્દો હોવાથી મુસલમાન સાથે હેત પ્રિતથી વર્ત્તણુક કરો, પોતપોતાની અંદર ઐકયતા કરો, ઇત્યાદિ સર્વ પ્રકારનો ઉપદેશ પ્રારંભમાં, વચમાં, અને છેવટે સ્વરાજ્ય મેળવવા વિષે દાદાભાઇએ અંતઃકરણ પૂર્વક અને પોતાના દિલની દેશભકિતની ખરી ઉર્મિઓ સાથે ઉપદેશ આપણને કરેલો છે. પોતા-ની ઉમરના ૮૨ વર્ષો હિન્દુસ્થાનની દરિદ્રતા અને દુઃખીત સ્થિતિના વિચારમાં વ્યતિત કરીને હિન્દુસ્થાનનું કલ્યાણ કઇ રીતે થશે, તેનો વિચાર કરતાં તેમણે પોતાના મનથી જે સિદ્ધાંતો ઠરાવેલા છે તે બધા સિદ્ધાંતોનો સાર કહીએ તો " **સ્વરાજ્ય** " એ ત્રણ અક્ષરી મંત્ર દાદાભાઇ નવરોજજીએ કલકત્તામાં કહ્યો છે. ઋગ્વેદ એ ત્રણ વિદ્યાનું મૂળ છે અને યજુ અને સામ એ ઋગ્વેદમાંથી નીકળેલ છે, તેમ હિન્દુસ્થાનને રાષ્ટ્ર બનાવી તેને ઉર્જિતાવસ્થામાં લાવનાર ત્રણે વિદ્યાનું મૂળ સ્વરાજ્ય છે. સ્વરાજ્યના મૂળની સાથેજ સ્વદેશી અને બહિષ્કાર એ બે જંગી ડાળીઓ રાષ્ટ્ર વૃક્ષને ફુટેલી છે. રાષ્ટ્ર પુરૂષનું મુખ્ય શરીર સ્વરાજ્યમય હોવાથી સ્વદેશી અને બહિષ્કાર એ આ શરીરના હાથ પગ છે. રાષ્ટ્ર પુરૂષના શરીરની ઉત્પત્તિ કરવાના કામમાં દાદાભાઇએ મુખ્ય કામનો બોજો પોતાના ઉપર લીધો છે, એ તેમના ભાષણપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. સ્વરાજ્યની કલ્પના તમે તમારા મગજમાંથી કાઢી નાખો, બોયર લોકોને આજ જે સ્વ-રાજ્ય મળ્યું છે તેવું સ્વરાજ્ય આપણને જોઇતું નથી એમ કહો, ઇંગ્રેજી સામ્રાજ્યમાં આસ્ટ્રેલિયા અને કેનેડા આજ જે સ્વતંત્રતાનો ઉપભોગ લે છે તે સ્વતંત્રતા હિન્દુસ્થાનને આવશ્યક નથી એમ પ્રતિ-પાદન કરો, જેવી રીતે આયર્લેંડમાં હોમરૂલ જોઇએ છે અને જે માટે હમણાં આયર્લેંડનો અટ્ટહાસ થઇ રહ્યા છે તેવી રીતનો

હોમરૂલ આપણને જોઇટો નથી એમ ઠરાવો. એટલે, સ્વદેશી અને બહિષ્કાર એ શસ્ત્રો ઉચક્યાને તમને તે સિવાય કોઇ પણ કર્ત્તવ્ય નથી, એ ત્યારેજ તમારા ધ્યાનમાં આવશે. જેઓને પોતાની ગુલામગીરી અને દાસવૃત્તિજ પસંદ પડે છે તેઓની સામે સ્વદેશી અને બહિષ્કાર એ;એ રત્નો નાખવા એ ગીધને મોતીનો ચારો ચરાવવા જેવું છે ઊકરડા ઉપર પ્રાપ્ત થયેલ રત્નોનો ઇસપનીતિમાંના કુકડાને જેમ ઉપયોગ જણાયો નહિ તે પ્રમાણે સ્વરાજ્યની મહત્વાકાંક્ષા ન રાખનારને સ્વદેશી અને બહિષ્કારની અવશ્યકતા જણાશે નહિ સ્વદેશ અને બહિષ્કાર એ હિલચાલો તરફ બંગાળી લોકો આટલો પ્રેમ કેમ ધરાવે છે, આ હિલચાલનો પ્રસાર દક્ષિણમાં આટલો જલ્દી કેમ થયો ? પંજાબે હિલચાલનો અંગિકાર આટલી ઉકતતાથી કેમ કર્યો અને પછવાડે પડેલ વાયવ્ય પ્રાંત અને ગુલામગિરિમાં રહેલ મદ્રાસ આ હિલચાલ સંબંધે ઉદાસિત કેમ છે, તેનું કારણ ઉપર કહેલ વિદ્વાનનો શાંતપણે વિચાર કરવાથી જણાઇ આવશે. આ મદ્રાસી લોકોની સામે અને હિન્દુસ્થાનમાંથી પરદેશ જનારી સંપત્તિને પોતાનાજ હાથથી પાશ્ચાત્યોના ચરણોમાં ભળનાર મુંબઇવાળાઓ સામે સ્વરાજ્યનું મહત્વ સાંગોપાંગ રીતે કહેવા માટે દાદાભાઇ નવરોજજી જેવો પ્રમુખ જોઇતો હતો. અધ્યક્ષ તરીકેના ભાષણમાં આટલા ઉંચ દરજ્જે ચઢીને સ્વરાજ્યની જરૂરિયાત સંબંધે દિવ્ય સ્વરૂપ આટલી ઉત્તમ રીતે અને નિર્ભયપણે દાદાભાઇએ દેખાડેલું જોઇને મુંબઇવાળાઓની આંખો ફાટી ગઇ હશે અને મુંબઇ ટાઇમ્સને પણ દાદાભાઇના ભાષણ વિષે નિરાશા થઇ હશે; પરંતુ હમણાના વાદવિવાદના અને પક્ષાપક્ષીના પ્રસંગે આવી રીતે સ્વરાજ્યનો મુદ્દો લોકો સામે માંડવા માટે બધા લોકોની તરફથી દાદાભાઇને અભિવંદન કર્યા સિવાય અમારાથી રહેવાતું નથી.

મહાત્મા દાદાભાઇએ આપેલ ઉપદેશ દરેકે દરેક હિન્દિવાન ગ્ર-હણ કરશે એવી અમને આશા છે અને તેથીજ આપણી ઉન્નતિ થશે. દાદાભાઇ કહે છે કેઃ—

" સ્વરાજ્ય મેલવવાની મહત્વાકાંક્ષા રાખીને એક સંપથી અને ઉત્સાહથી કામ " કરવું. સામાજિક અને ઔદ્યોગિક સુધારણા પણ થવી જોઇએ; તે માટે જુદી જુદી સભાઓ પણ થવી જોઇએ-પરંતુ **રાજકિય સુધારણાએ બધાનું મુળ બીજ છે; અને સ્વરાજ્ય સંપાદનમાંજ આપણો વૈભવ અને આપણું સુખ ગુંથાયેલ છે.** હવે પછી રહેલ મ્હારા થોડા આયુષ્યમાં કેવી બાબતો બનશે એ હું કહી શકતો નથી. પરંતુ હિન્દુસ્થાન વિષેનો પ્રેમ અને નિષ્ઠાથી પ્રેરીત થઇ મહારા દેશ બાંધવોને મ્હારૂં એટલુંજ કહેવાનું છે કે એક સંપથી અને એક દીલથી ઉદ્યોગ કરી **સ્વરાજ્ય મેળવો** તેથી દારિદ્રય, દુષ્કાળ અને પ્લેગથી મરનાર લાખો માણસો અને ભુખમરાથી દુઃખી થનાર કરોડો દેશ બાંધવોના પ્રાણ કે સંરક્ષણ અને દુઃખ નિવારણ થઇ જગતમાં " અત્યંત વૈભવશાળી સાથ સ્વંત-ત્રેલ રાષ્ટ્રમાળામાં હિન્દુસ્થાનને પૂર્વનું શ્રેષ્ટ પદ પ્રાપ્ત થશે !



# ઉપસંહાર.



## સ્વદેશી અને બહિષ્કારની જયંતિ.

એકાદી કલ્પના કિંવા વાત ખરી હોય તો વખતો વખત ત્હેની સત્યતા માટે જૂદા જૂદા પુરાવાઓ મળી જાય એવો ઇતિહાસનો અને શાસ્ત્રનો સિદ્ધાંત છે. જે વાત ખરી છે તે માત્ર આજજ ખરી હોય છે એમ નહિ પરંતુ ત્રણે કાળમાં તેની સત્યતા અબાધિત હોય છે. ઇતિહાસની વારંવાર પુનરાવૃત્તિ થાય છે એવી જે કહેવત છે તેમાંનો જો કાંઇ પણ હેતુ હોય તો તે આજ છે; અને આજ દૃષ્ટિથી જોતાં એક અમેરિકન ગૃહસ્થે 'સ્વદેશી' ઉપર લખેલા પત્રો વાંચવા જેવા છે. નવા પક્ષે શરૂ કરેલ બહિષ્કારયોગ ઔદ્યોગિક દૃષ્ટિએ ખરો હોય તોપણ રાજકીય બાબતમાં તેનો ઉપયોગ કરવો નહિ, બધી પરદેશી ચીજો પર એકદમ બહિષ્કાર નાખવો શક્ય નથી, બહિષ્કારથી રાજકર્ત્તા સાથે દ્વેષ ઉત્પન્ન થાય છે. આ શસ્ત્ર ગરીબ હિન્દુસ્થાનની પ્રજાને વાપરવા સરખું નથી, ઇત્યાદિ અનેક પ્રકારની નવી જૂની બાબતો લડાવી મધ્યમ પક્ષના લેખકોએ અને વક્તાઓએ આ રાજકિય યોગનું મહત્વ ઓછું કરવાનો અને પોતાનો ભિક્ષાંદેહીનો ઘોડો આગળ ચલાવવાનો પ્રયત્ન ચલાવ્યો હતો. એક તરફથી તો એવું જાહેર કરવામાં આવ્યું હતું કે બહિષ્કારને અંગ્રેજીમાં Boycott 'બાયકાટ' કહે છે અને તે બાયકાટ આયર્લેન્ડમાં પહેલા વહેલો ઉત્પન્ન થયો છે અને ત્યાંના લોકોને જ્યારે ત્હેનાથી લાભ થયો નથી ત્યારે હિન્દુસ્થાનના લોકોને તેનાથી લાભ કેવી રીતે થશે? મધ્યમ પક્ષના આ ઉપાધ્યાયને મી. ફેલ્પ્સનો ઉત્તર અર્પણ છે. સ્વદેશી અને બહિષ્કાર આ બન્ને શસ્ત્રોને આયરિશ લોકોના હાથમાં આવવા પહેલા ઘણા વર્ષ પહેલાં

અમેરિકામાં વસવા જવાવાળા અંગ્રેજ લોકોએ તેઓની માતૃભૂમિ જે ઇંગ્લંડ દેશ, ત્હેની વિરૂદ્ધ વાપર્યા હતા. અને મી૦ ફેલ્પ્સ કહે છે કે તેથીજ વિલાયતી જુલમી કાયદાઓનો પ્રતિકાર કરવાનું સામર્થ્ય અમેરિકન લોકોના દિલમાં પેદા થયું હતું.

અંગ્રેજોએ હિન્દુસ્થાન દેશ કબજે કરવા પહેલાં, આ દેશના લોકો, પોતાને જરૂર પડતું કાપડ વિગેરે લોખંડનો સામાન પણ અહિંયાંજ તૈયાર કરતા હતા અને આ ધંધા ઉપર તે વખતે લાખો લોકો પોતાનો ઉદરનિર્વાહ કરતા હતા. આ સ્થિતિ અંગ્રેજી રાજ્યમાં રહી નહિ વિલાયતના વેપારીઓ, કારીગરો કિંવા ધંધારોજગાર વાળાઓના ફાયદા માટે આ દેશના અંગ્રેજ રાજકર્ત્તાઓએ આપણા ઉદ્યોગ ધંધા જાણી જોઇને ડુબાડી દીધા છે. આજ લૅંકેશાયર કિંવા મેન્ચેસ્ટરમાં જે કરોડો વેપારીઓ અને લાખો મજુરોની ઉન્નતિ થઇ રહી છે તે ઉન્નતિ, હિંદુસ્થાન દેશના લાખો લોકોના પેટપર લાત મારી તેઓના ખાવાના અન્નની અંદર માટી ભેળવીનેજ કરી છે. કોઇ કહે છે કે અંગ્રેજ સરકારે આ દેશમાં સુખશાંતતા રાખેલી હતી ત્યારે તમે પોતેજ પોતાના ધંધાઓની સુધારણા કેમ કરી નહિં ? પરંતુ આ પ્રશ્ન તદ્દન મુર્ખપણાનો છે. કારણ કે દેશમાંના ઉદ્યોગ ધંધાઓને ઉર્જિતાવસ્થામાં લાવવા એ પ્રજાની માફક રાજાનું પણ કર્ત્તવ્ય છે. તે કર્ત્તવ્ય અંગ્રેજ સરકારે કર્યું નથી. એટલુંજ નહિ પણ પોતાની સત્તાનો અને શાણપણાનો આપણા ગેરફાયદા અને વિલાયતના ફાયદા માટે ઉપયોગ કરી આપણને માલેકીના ખેડુત નહિ પણ ખેતરમાં કામ કરનાર મજુરની સ્થિતિએ પહોંચાડેલ છે. અંગ્રેજ લોકોનો શારિરિક ગુણ વૈશ્યનો છે, અને તેમાં વળી રાજસત્તા પોતાના હાથમાં આવવાથી તે સત્તાનો ઉપયોગ મોટી ધુર્તતાથી તેઓએ પોતાનો

વેપાર વધારવાના માટે કર્યો છે. જે મેકાલે સાહેબે પાશ્ચાત્ય શિક્ષણની હિંદુસ્થાનમાં શરૂઆત કરાવી તેણે " શિક્ષણથી હિંદીવાનો આગળ પછી સ્વતંત્ર થશે " એવી શંકા કરીને એક પ્રસંગે મ્હોટી પ્રૌઢતાથી તેનું નિરાકરણ કરેલ છે. " હિન્દુસ્થાનના લોકો સ્વતંત્ર થઇ, તેઓના સ્વદેશી રાજાઓ વિલાયતી તરવાર અને વિલાયતી પોશાક પહેરે, ત્યાં અમારે બદલે રાજ્ય કરવા લાગે તે પણ બહેત્તર છે." મેકાલે સાહેબના આ ખુબીદાર ઉત્તરથી આપણા કેટલાક કેળવાયલાઓ આજ ઘણા દિવસથી ફસાઇ ગયા હતા, અને મેકાલે સાહેબની આ ઔદાર્યતાના બદલામાં તારીફ પણ કરતા હતા. પરંતુ ઉપરના ઉદ્‌ગારમાંનો ખરો અર્થસુચક ભાવાર્થ કોઇના પણ ધ્યાનમાં આવ્યો નહિ. તમે સ્વતંત્ર થાવ તોપણ સારૂં, પરંતુ વિલાયતી કપડું અને વિલાયતી તરવાર—અર્થાત્ કપાસનો અને લોખંડી માલ—તમોને વાપરવો પડશે, એવી આ ઉદ્‌ગારમાં એક મુત્સદ્દીપણાની કિંવા સામાન્ય ભાષામાં કહીએ તો લુચ્ચાઇની ચોખ્ખી ઇસારત કિંવા ધમકી છે. મેકાલે સાહેબનું ઉપરનું વાક્ય વક્તૃત્વની ગણનાનું છે. તે અક્ષરશઃ ખરૂં માનવું એ મૂર્ખપણાનું કામ છે. પરંતુ યદાકદાચિત્ તેમજ માનીએ તોપણ "એક વખતે અમારી સત્તા અમે હિંદી લોકોને આપશું, પરંતુ વેપાર તેઓના હાથમાં આપશું નહિ." એવો જે તેમાંથી ખુલ્લેખુલ્લો અર્થ નીકળે છે ત્યાં આજ સુધી અમારી નજર ગઇ નહોતી. લોર્ડ મિન્ટો 'પ્રામાણિક સ્વદેશી'નો જે આપણને ઉપદેશ આપે છે તે પણ આવીજ રીતનો આપમતલબીપણાનો છે. આ અંગ્રેજ મુત્સદ્દીઓમાંથી કોઇને સત્તાની લાલસા વધારે, તો કોઇને વેપારની લાલસા વધારે; એટલોજ તેઓમાં ભેદ છે. પરંતુ હિન્દુસ્થાનનો પ્રશ્ન નીકળતી વખતે વિલાયતના ફાયદા માટે બન્ને જણા હિન્દુસ્થાનને ડુબાડવા માટે એક સરખા તૈયાર હોય છે. ઔદ્યોગિક પ્રશ્નનો રાજકિય

પ્રશ્ન સાથે સંબંધ નથી, બહિષ્કાર માત્ર ઔદ્યોગિક રાખો, ઇત્યાદિ ક્રમિક કોટીક્રમ કરવાવાળા ગૃહસ્થો રાજસત્તાનો અધિકાર અંગ્રેજોના હાથમાં જવાને લીધે આપણા ઉદ્યોગ ધંધા બુડાડવામાં આવ્યા; એટલી બાબત જો બરાબર ધ્યાનમાં લાવે, અને કોઇ પણ રાજ્ય કરતો હોય તે સ્વજનના અર્થેજ કરે છે તે તરફ જો લક્ષ આપે, તો તેઓનું કહેવું અપ્રયોજક છે તે પોતાની મેળેજ જણાઇ આવશે. મધ્યમ પક્ષનું એવું કહેવું છે કે બહિષ્કારને રાજકિય સ્વરૂપ આપવાથી સરકાર ચીડાઇને આપણને કચરી નાખશે! જાણે કે આપણી ઔદ્યોગિક ઉન્નતિ કરવા માટે સરકાર એક પગે તૈયાર થઇ છે!! સ્વદેશી અને બહિષ્કાર એ બન્ને શસ્ત્રોનો બરોબર ઉપયોગ કરવાથી મેન્ચેસ્ટર અને લૅંકેશાયર જેવાં ઉદ્યોગ ધંધાના શેહેરોના લોકોનું ઘણુંજ નુકસાન થશે; સબબ, હિન્દુસ્થાન સરકારે તેનો પહેલાંથી બંદોબસ્ત કરવો જોઇએ, એમ સર રોપર લથ્બ્રિજ આજથી ફરિયાદ કરી રહ્યા છે. હિન્દુસ્થાન રાજકિય બાબતમાં તો નહિ પણ ઉદ્યોગ ધંધા વિષે પણ, દરેક બાબતમાં ઇંગ્લંડનો ગુલામ થઇ રહે, એવી રાજનીતિ—રાણીનું જાહેરનામું દબાવી રાખી—અહિંઆના અંગ્રેજી દાજયકર્ત્તાઓએ શરૂ કરેલી છે. અને તેને લોર્ડ કર્ઝનનુંજ નહિ પણ હિંદી પ્રધાન મી૦ મોરલીનું પણ અનુમોદન મળેલ છે. અર્થાત્ લિબરલ પક્ષ કાંઇ પણ આપણું સાંભળશે એવી થોડી ઘણી પણ આપણને જે આશા હતી તે હવે નિરાશામાં ફેરવાઇ ગઇ છે! ત્યારે હવે આપણે કરવું શું? પાછા ફરીથી ત્રેવીસમી સભામાં ભેગા થઇને સંતાપોના, નિષેધના અને ભિક્ષાંદેહીનાજ ઠરાવો પાસ કરવા શું? થોડા વખત પહેલાં થયેલ બહિષ્કાર જયંતિ વખતે એક સભા કલકત્તામાં ભરાઇ હતી તેમાં સુરેન્દ્રનાથ બેનરજીએ કહ્યું હતું કે:—"સરકારના જુલમ કિંવા છળ-"કપટથી ડરી ન જતાં હવે આપણે આપણા હાથમાંના "સ્વદેશી—

“બહિષ્કાર આદિ કાયદેસર શસ્ત્રોનો ઉપયોગ કરવાના કામ માટે હવે “જરૂર લાગવું જોઇએ.”

તે મુજબ હિન્દુસ્થાન સરકારના વેપારી ખાતાનો જે રીપોર્ટ હમણાજ પ્રસિદ્ધ થયો છે તેમાં મી૦ નોએલ પેટન્ લખે છે કે, ગયા વરસમાં હિંદુસ્થાનમાં પરદેશી કાપડ દોઢ કરોડ રૂપિયાનું ઓછું આવ્યું હતું; એટલુંજ નહિ પણ સિગારેટ જેવી પરદેશી જણસોની આયાત ઓછી થઇ નવીન તરેહના યંત્રો હિન્દુસ્થાનમાં ઘણાં આ-વ્યાં છે. બહિષ્કાર યોગની ઉપયુક્તતા વિષે આનાથી બીજો કોઇ પુરાવો તે શું જોઇએ? ખરેખર કહિએ તો પુરાવાની કાંઇ પણ જરૂર છેજ નહિ, બની શકે ત્યાં સુધી પરદેશી માલ અમે લઇશું નહિ, એવા લાખો લોકોએ સોગંદ લીધા પછી તે માલ તૈયાર થવા માટે અધિકાધિક યંત્ર સામગ્રીઓ દેશમાં આવે તો પરદેશમાં બનેલો પરદેશી માલ ઓછો આવવો એ સહેજ છે. પરંતુ, આપણા માંહેલા કેટલાક આંકડાશાસ્ત્રીઓની આંકડા વિના ખાત્રી થતી નથી. તેથી નોએલ પેટન્નો ઉપરનો બતાવેલ રીપોર્ટ લખવો પડ્યો છે. બહિષ્કારનો દરેક બાબતમાં આપણે અંગિકાર કરવો તે સારૂં, પણ તેમ થવું અશક્ય હોય તો કોઇ કોઇ બાબતમાં પણ આપણને ઉપયોગ કરવો જોઇએ એ અમેરિકન લોકોના ઉદાહરણપરથી આપણે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. અમેરિકામાં જે વખતે બહિષ્કાર શરૂ થયો ત્યારે તેઓની મશ્કરી કરનારા કિંવા દુરાગ્રહથી પરદેશી માલ વાપરનારા મૂર્ખ લોકો અમેરિકામાં ન હતા એમ નહિ; પરંતુ આવા લોકોને સમાજમાંથી બહિષ્કૃત કરી અમે-રિકન લોકોએ ન્હાના ન્હાના બચ્ચાંઓ પાસે પણ તેઓની ફજેતી કરાવી હતી. બહિષ્કાર આપણને ફળદ્રુપ થાય એવી જો આપણી ઇચ્છા હોય, તો આપણે પણ આ કોટિક્રમનો અંગિકાર કરવો જોઇએ. અમુક

માણુસો પરદેશી લેવી નહિ એવું ઠરાવ્યા પછી પોતાના અભિમાનથી કિંવા ડોળથી તેની વિરૂદ્ધ જાય તેને બહિષ્કૃત કરી તેની સાથેનો બધો વહેવાર બંધ કરવો જોઇએ; એટલુંજ નહિ, પરંતુ તે કોઇ પણ ઠેકાણે જાય ત્યાં પણ તેની જાહેર રીતે ફજેતી થવીજ જોઇએ. અને તે તપાસવા માટે કમિટીઓ નીમીને ઘણીજ દક્ષતાથી આપણું કામ ચાલું રાખવું જોઇએ. જયારે આવી રીતે કેટલાએક વર્ષો સુધી ચાલશે ત્યારેજ આપણા દેશનો અભ્યુદય થવાની આશા રહે છે. ઐતિહાસિક ઠોકરો ખાઇને હુશિયાર થએલા અંગ્રેજ લોકો સામે સ્વરાજયના હકકો મેળવવા માટે આપણે બંડ કરશું એવું કાંઇ છેજ નહિ. પરંતુ તે સ્વરાજયરૂપી અમૃત માત્ર ભીક્ષાંદેહીથી આપણને કોઇ પણ દિવસ મળનાર નથી. અંગ્રેજ લોકો ચીડાશે એવો ડર રાખવો એ તદ્દન વ્યર્થ છે. તેઓનો કોઇ પણ સ્વાર્થ ઓછો થશે કે તે લોકો ખીજાવાના તો ખરાજ; અંગ્રેજ લોકો ન્હાના દૂધપીતા બાળક નથી કે હિન્દુસ્થાનમાં સ્વદેશી અને બહિષ્કારનો પ્રસાર થવાથી તેઓનું નુકસાન થશે એમ તેમને જણાય નહિ. તેઓ પોતાના સ્વાર્થ માટે આપણા ઉપર ખીજાશે અથવા આપણો છળ પણ કરશે, એ તો ખુલ્લુંજ છે. પરંતુ તેને ન ગણકારી આપણે જો સ્વાલંબનના કાયદેસર ઉપાયો ખરા જોરથી અમલમાં લાવશું તો બંડ ન કરતાં આપણી કાર્ય સિદ્ધિ થશે નહિ એવું નથી. અમેરિકનોની માફક લોકોમાં સ્વદેશાભિમાન જાગૃત કરવું અને તેઓને એક સંપથી વર્ત્તવાને શિખવવું એ પણ સ્વદેશી અને બહિષ્કારના બીજા મ્હોટા ફાયદાઓ છે. તેથી બહિષ્કારના ગુણની હાલમાં આપણને ઘણીજ જરૂર છે. કિંબહુના, અમેરીકામાં જેમ સ્વદેશી અને બહિષ્કારની વિરૂધ્ધ બોલનાર માણુસ સ્વદેશના શત્રુ સમજવામાં આવે છે તેવી રીતનું લોકમત આપણે પણ પેદા કરવું જોઇએ. સ્વદેશીના

શત્રુ અને સ્વદેશના શત્રુ એમાં કાંઇ ભેદ છેજ નહિ. કિંવા ઉમરાવતીના રા. રા. ખાપર્ડે કહે છે તે પ્રમાણે સ્વદેશીના શત્રુ અસલ સ્વદેશી નથી, એમ કેહેવામાં કાંઇ પણ હરકત છે નહિ.

આપણે દરેક રીતે દુર્બળ થતા જઇએ છીએ. આપણા પાસે શસ્ત્રો બિલકુલ નથી, સત્તા નથી અને હમણા ઐકયતાનું પણ પૂરેપૂરૂં બળ નથી, રાજકર્ત્તા પણ પોતે પોતાની ઉદાર બુદ્ધિથી આપણા લોકોમાં એક રાષ્ટ્રીયત્વની બુદ્ધિ ઉત્પન્ન કરી આપણને સ્વરાજ્યના હક્કો આપશે એમ કહેવું તે આશા પણ હવે ડુબી ગઇ છે. એટલુંજ નહિ, સ્વાલં-બનનો પાઠ આપણે આપણી દષ્ટિ સામે રાખી તે પ્રમાણે ઉદ્યોગ કરવાથી, આપણા પગો ભાંગી નાખવા માટે હાલનો અધિકારી વર્ગ તૈયાર થયો છે. આવી સ્થીતિમાં સ્વદેશી; 'બહિષ્કાર; રાષ્ટ્રિય શિક્ષણ,' ઇત્યાદિ ઉપાયો સિવાય આપણને બીજું કોઇ પણ સાધન નથી; અને તે સાધનોનો જો આપણે ઉપયોગ ન કરીએ તો આપણા જેવા મૂર્ખ દુનિયાની અંદર કોઇ પણ નથી એમ કહેવું પડશે. આ પ્રશ્ન પક્ષાભિમાનનો નથી, દેશા-ભિમાનનો છે. અને જેઓને આ બાબતો પસંદ ન હોય તેઓએ પોતાનો માર્ગ કયો છે તે પણ લોકો સામે માંડવો જોઇએ, અરજી-ઓનો અને ભીક્ષાંદેહીનો માર્ગ હવે ખલાસ થયો છે અને રાજકર્ત્તાના ઔદાર્યપરની બીક પણ લય પામી છે! હવે સનદશીર અને કાયદેશીર હિલચાલો માંહેલી સ્વદેશી અને બહિષ્કારની હિલચાલ બાકી રહી છે. આ હિલચાલનો સ્વિકાર કરી આપણી ઉન્નતિ કરવા લોકોને આપણે તે શિખવવું જોઇએ, અને બધી સમાજોની અંદર રાષ્ટ્રીયત્વની કલ્પના જાગૃત કરી દેશની ઉન્નતિ કિંવા અભ્યુદય પ્રાપ્ત કરવા માટે સ્વપરાક્રમથી લડવું જોઇએ. હાલનો વખત કઠણ છે, જબરાઇની અને પાપની અને જુલમથી પરિપુર્ણ ભરેલી રાજકારકીર્દિ સપાટાથી શરૂ થયેલી છે, પ્રજાના આગેવાનો ઉપર રાજદ્રોહી કેસો ઉભા કરી

અથવા તેઓને હદપાર કરી અધિકારી વર્ગ પોતાનું અન્યાયથી ભરેલું પ્રદર્શન દેખાડી રહ્યા છે; જે જે બાબતો છે, તે બધી ખરી છે. પરંતુ તે સાથે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણા ધૈર્યની કસોટીનો પણ આજ વખત છે. પ્રજાના આગેવાનોમાં જો કાંઇ પણ હિંમત કિંવા કર્તૃત્વ શક્તિ હોય તો તે ગુણ દેખાડવાનો પ્રસંગ આજ છે. એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે "વીર પુરૂષની રણભૂમિમાં અને વૈદ્યની સનીપાત વખતે પરિક્ષા થાય છે." **सुस्पेकोवान पण्डित**:—એટલે સ્વતંત્ર શાંતતા હોય એટલે પોતાની હોંશિયારીનો કોણ ડોળ મારતું નથી ? આ રીતે અમે પણ સમજીએ છીએ કે આપણા ધૈર્યની ખરી પરીક્ષાનો સમય જે હમણાં આવ્યો છે, એ પણ આપણો **સુદિનજ** છે; અને આ પરિક્ષામાંથી આપણે જો બહાર પડીએ તોજ સ્વરાજ્યના હકકને આપણે પાત્ર છિએ એવું આખી દુનિયાને જણાઇ આવશે. આથી આપણે આપણા ઉદ્યોગમાં પછાત ન રહીને 'સ્વદેશી' 'બહિષ્કાર' આ બે ખરાં શસ્ત્રોનો ઉપયોગ કરશું તો આપણુને સ્વરાજ્યના હકો પ્રાપ્ત થશે, આખી દુનિયાની અંદર આપણા દેશની વાહવાહ થશે. તો ભારતવાસી પ્રજાને અમારી એટલીજ પ્રાર્થના છે કે, જો ત્હમારામાં કાંઇ પણ સ્વદેશાભિમાન હોય, આર્યભૂમિ હાલ અન્યાયથી કચડાઇ રહી છે ત્હેને બચાવવાની મરજી હોય તો:—

**"જે કાંઇપણ કરવું હોય તે આપણે પોતેજ કરવું જોઇએ, અને તે ઉપર કહેલ બહિષ્કાર આદિ ઉપાયો સિવાય શક્ય નથી."**



જૈન સમાજમાં વિખ્યાતિ પામતું, વિદ્વાનોથી પ્રસંશા મેલવતું

અને

જાહેર વર્તમાન પત્રથી વખણાતું

જૈન તત્વજ્ઞાન, ઇતિહાસ, અધ્યાત્મ, અને ચાલુ ચર્ચા ચર્ચતું

# સનાતન જૈન.

## માસિક પત્ર.

અધિપતિ

## મનસુખલાલ રવજીભાઇ મહેતા.

વાર્ષીક મુલ્ય રૂા. ૧-૪-૦, પોસ્ટેજ સહિત.

ઓફીસઃ—મમાદેવી પાસે—મુંબઇ.